# વિનાશ કાળે વિપરીત બુદ્ધિ

અથવા

## જુગારી પતિની પતિવ્રતા પત્ની.

નાટક ત્રણ અંકી.

(ઈંગ્રેજી ઉપરથી)

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.

"બેર્જન અને મનીજેહ" ઈત્યાદીના કર્તા.

મુંબઈ,

મુંબઈ સમાચાર છાપખાનામાં

માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ છાપ્યું છે.

સને ૧૮૭૯.

## નાટક પાત્ર.

૧૩૯૪

કૃપારામ—એક મોટો સાહુકાર.

ભોળાનાથ—તેનો દીકરો.

લોભીદાસ—તેનો મીત્ર.

શોભાગચંદ—એક વેપારી, પ્રેમકુંવરનો કાકો.

ડાહ્યાભાઇ—તેનો મિત્ર.

પ્રાણજીવન—ભોળાનાથનો પુત્ર.

પ્રમાણરાય—કૃપારામ અને ભોળાનાથનો દાસ.

કોટવાળ—

નાયક—

પ્રેમકુંવર—ભોળાનાથની સ્ત્રી.

લક્ષ્મી—ભોળાનાથની દીકરી.

સાકેર—તેની સખી.

સખીઓ, કળાવંતીઓ, સિપાઇઓ, જુગારીઓ વગેરે.

# વિનાશ કાળે વિપરીત બુદ્ધિ

અથવા

## જુગારી પતિની પતિવ્રતા પત્ની.

---

### અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

---

**સ્થળ એક મોટું જુગારખાનું.**

[ બે ઓરડા-એક આગળ ને બીજો તેની પછવાડે. માહેલા ઓરડામાં જુગારખાનું. આગલા ઓરડામાં નાચ તથા બીજી ગમતો. બે ઓરડા વચ્ચે બારી અને બારણાં-તેમાંથી પાછલા ઓરડામાં ચોપટ પાના વગેરે બાજી ઉપર-ઘણાક લોકો રમવા બેઠા છે. ગડબડ અને હુસાહુસ ચાલેછે. આગલા ઓરડામાં વેશ્યાનો નાચ સાંભળવા કેટલાક લોક બેઠેલાછે જેઓ દારૂ વગેરેની મસ્તીમાં છે.

( લોભીદાસ અને ડાહ્યાભાઇ પણ પાછલા ઓરડામાં જુગાર રમતા દેખાયછે.)

**ગાયન.**

કલ્યાણ—હોલી.

**રામજનીઓ**—લાલ કૈસે ઝલકે રે ગોરે મુખપર
અબીર ગુલાલ— લાલ.
ઘુંઘટ પટમે મોહ લીઓ મન
સુંદર બદન છુપાય— લાલ.

[ લોભીદાસ અંદરથી પૈસે પુર આવેછે. ખિસામાં પૈસા ખણખણેછે. હાથમાં નોટોનો થોકડો છે. ગળામાં સાંકળી, તથા ડગલા ઉપર ઘડીઆળનો છેડો લટકેછે.

**લોભીદાસ**-(ગાતો ગાતો અને નાચતો નાચતો.) લાલ કેસે ઝલકે રે મેરે બીસેમે. રૂપૈઆ રૂપૈઆ—કેસે. રંગ છે! કળાવંતીઓ! રંગ છે! ગાઓ! દ્યુતના ગીત ગાઓ! જુગાર! તારો સદા જય થાઓ! આઠસોની નોટ, ને બસો રોકડા! એક કલાક ઉપર મારી પાસ પચાસ રૂપૈઆ નહી હતા. જય જય! ઉસ્તાદજી, બોલો મારી બોળ બાલા! (પાંચ રૂપૈઆ તેની થાળીમાં ફેંકી દઈને) હું લોભીદાસ લવંગચંદની.

**૧ રામજની**-લોભીદાસ લવંગચંદની દોલતજાદા!

**લોભીદાસ**-મારે દાવ એટલો જલદી પુરો કરવો ન હતો. આજ ભાગ્ય દેવી મારા ઉપર એટલી પ્રસન્ન હતી કે પેહેડીની પેહેડી લુટાવી દેત; પણ હજી શું મોડું થયું? ફરી બીજો દાવ માંડીશ; ઉસતાદજી! બોલો આ દ્યુતશાળાની દોલતજાદા!

**૨ રામજની**-આ દ્યુતશાળાની દોલતજાદા!

[ડાહ્યાભાઈ પાછલા ઓરડામાંથી બીજવાયલો આવેછે.

**ડાહ્યાભાઈ**-હડ! દોલત જાતા બોલો દોલત જાતા! અફસોસ! પણ મારે ફરિઆદ કરવી ન ઘટે; મારા ભાગ્યને મેંજ ડુબાડયું છે. અંહીંનું મારૂં આગમન આજે પેહેલુંજ છે અને છેલ્લુંજ થશે.

**લોભીદાસ**-(સ્વગત) પેલાને સ્નાન સુતક છે હો. (ખુલી રીતે) કેમ સાહેબ? કાંઈ ભાગ્યની અકૃપા થઈ છે?

**ડાહ્યાભાઈ**-નાજી; ભાગ્યનો મારે પાડ માનવો જોઇએ કે નાશ અને વિનાશમાં જેનાથી મારો અંત આવત, તેનાં સામો મારાં હૃદયમાં ધિક્કાર ઉત્પન્ન કરવાની દૈવ મારા ઉપર દયા કરે છે. કયાંથી અને કોનાથી આઘે નાહાસવું તે શિખવામાં આજે મેં મોટા ભોગ આપ્યા છે, તોપણ એ અનુભવ મારે મન મોઘો નથી.

**લોભીદાસ**-હારી જનાર ભાગ્ય હીન હોયછે તે આમ ડાહાપણ લગાવે છે. એકજ સંવળો પાસો થવા દયો અને પછી જુઓ તેઓ કેવા પલટાઈ જાય છે તે. વારૂ ડાહ્યાભાઈ, એટલા ડાહ્યા ન થાઓ અને દૈવને એક વાર ફરી અજમાવી જુવો. હું તમોને——પણ રહો સામેથી મારા મિત્ર આવેછે; તેની તમને ઓળખાણ કરાવું.

**ડાહ્યાભાઈ**-અરે! એ તો આ નગરીના મોટા સાહુકાર કૃપારામનો દીકરો ભોળાનાથ છે.

**લોભીદાસ**-હા તેજ; અથાગ જુગારી; તમને એની સાથ————

**ડાહ્યાભાઈ**-ના ભાઇ મને પડતો મુક. [ભોળાનાથ પ્રવેશ કરેછે.

**ભોળાનાથ**–(ભભકાદાર પોશાકમાં) અહા લોભીદાસ અહીં છે કે? કેટલા વાગ્યા?

**લોભીદાસ**–(પોતાનું ઘડીઆળ જોઇ) બાર વાગ્યા છે.

**ભોળાનાથ**–મધરાત થઇ! રે શિવ! શિવ! આજની રાત ઉપર મેં કેટલી આશા બાંધી હતી? એક આખો માસ થયો ભાગ્ય મારા ઉપર રૂઠયું છે. આવતી કાલે મારાં લગ્ન છે, પણ મારી પ્રિયાનાં ઘરેણા ખરીદવા માટે મારા પિતાએ મને આપેલા દસ હજાર રૂપૈઆ મેં દ્યુતમાં ખોઇ નાખ્યા છે તે તો તું જાણે છે—

**લોભીદાસ**–બસ એટલાજ?

**ભોળાનાથ**–તે પાછા છોડવવા ઘરનાં ઘરેણા લાવી તેને આ કનકઘૈષ્ટિમાં પિગળાવ્યાં છે કે જોઇએ હજી પણ એ દાવમાં મેલ્યાથી મારી વહુને માટે બાપનું આપેલું નગદ પાછું આવે છે. (સોનું દેખાડે છે.)

**લોભીદાસ**–ઓ હો! પૈસાતો પાસે છે ત્યારે શી ચીંતા છે? અને ન હોત તો હું આપનાર કેવો હતો? ભોળાનાથ, હથિયાર હાથ આવ્યાં તો જા! હે રંગવીર! દ્યુત અખાડામાં અને ખણખણાટવાળા આ સોનેરી શસ્ત્ર અસ્ત્રથી ભાગ્યદેવી સાથ યુદ્ધમાં ઊતરશે તો તેને તું તારા લાભને માટે બાંધી લઇશ.

**ભોળાનાથ**–હે નસીબ! એક પલવાર હું પર દયા કર અને પછી હું સર્વથી સુખી પુરૂષ અને સર્વથી સુખી પ્રિયતમ થઇશ.

**લોભીદાસ**–જા અને જીતી આવ (ભોળાનાથ માહેલાં ઓરડામાં બીજા ખેલાડી સાથ ભેળાઇ જાય છે.)

**ડાહ્યાભાઈ**–(સ્વગત) ભાગ્યહીન તે બુદ્ધિહીન છે.

**લોભીદાસ**–(સ્વગત) ઠીક સુજયું. એને ઘરેણાં જોઇએ છે. હેઠળના મારવાડી લક્ષ્મીચંદ પાસે ઘણાંએ છે. જુગાર સાથ ચોરી તો બાપદાદે લખી આપી છે. જુગારીનો મારો ધંધો છે તો ચોરી તેમાં સમાઈ ગઇ છે. અહીં આવ રે (એક દાસ આવે છે.) આ કાગલ લક્ષ્મીચંદની દુકાન ઊપરના છોકરાને આપ. ઘરેણાં જો! હે! ઘરેણા!

**દાસ**–જી મહારાજ હું સમજયો (જાય છે.)

**ડાહ્યાભાઈ**–(સ્વગત) કોઇને લુટવાની વાત છે.

**લોભીદાસ**–(સ્વગત) મારે પણ તડાકો પડશે. (ડાહ્યાભાઇને) શેઠ, તમે ભોળાનાથથી કેમ ડરી ગયા? બહુ સારો માણસ છે ને થોડી વારમાં મોટે દ્રવ્યવાન થનાર છે.

**ડાહ્યાભાઈ**–શી રીતે ?

**લોભીદાસ**–કાલે એના વિવાહ છે જે લગનથી પ્રિયા અને પૈસા બેહું નો એ ધણી થશે. લગનમાં કમાશે તે ઉપરાંત એનો બાપ મરવા સુતો છે- તેનો પણ વારસો લગભગ સાથેજ મળશે.

**ડાહ્યાભાઈ**–સાહુકાર કૃપારામને શું થયું છે ?

**લોભીદાસ**–એક દહાડાની પણ તેની આશા નથી. ભોળાનાથ કાલે પરણશે અને કૃપારામ કદાચિત કાલેજ મરી પણ જશે. પોતે મરવા અગાઉ દીકરાને વરવા કેહે છે અને વહુને ઘરમાં જોઇને પછી મરી જવામાં સુખ સમજે છે.

**ડાહ્યાભાઈ**–અને એ ભોળાનાથની વહુ ?

**લોભીદાસ**–અરે ! તે મનોહર મધુરીની શી વાત ? સુંદર પ્રેમકુંવર શોભામાં જેટલી રૂપવતી છે તેટલીજ સ્વભાવે દેવી જેવી છે. તે કોઈ દહાડે આપણને કામનીજ છે. પણ મારે ભોળાનાથને છોડવો ન જોઇએ. (માહેલા ઓરડામાં જાય છે.)

**ડાહ્યાભાઈ**–કેવો દુષ્ટ પાપી ?

ગાયન–જંગોટિની ઠુમરી.

**રામજનીઓ**– નિર્દયસે પ્રીત કરે ના કોઇ
ઘર જનઓજી લાલા જો ભઇસો ભઇ.
નેહા લગાવે નહીં નેનનમે
કછુ લાજ શરમ જો ગઇસો ગઇ.

[એક દાસ સાથ શોભાગચંદ પ્રવેશ કરે છે.

**ડાહ્યાભાઈ**–આ સામેથી કોણ આવે છે ? અરે ! એતો સુરતનો મારી ઓળખાણવાલો મોટો સોદાગર શોભાગચંદ છે. શોભાગ્યચંદના અભાગ્ય લાગ્યા કે અધર્મના આ અધમ ધામમાં આવ્યા છે. પણ મારે દેખાવ દેવો ન જોઇએ. હું તો ભોળાનાથ ઊપર નજર રાખું. [અંદર જાયછે

**શોભાગચંદ**–આહા ! ત્યારે અહીં શું મને ભોળાનાથ મળશે ! કેવું દારૂણ ડરામણાપણું અનીતિનાં આ ઊંડા ગારમાં મારાં હાડ ધ્રુજાવે છે ! કેવું આશ્ચર્ય કે જે મારા પ્રિય મિત્ર કૃપારામનો દીકરો, જેનું મારી એકની એક ભત્રીજી પ્રેમકુંવર સાથ વેસવાળ કરેલું, જે આવતી કાલે મારો ભત્રીજો જમાઇ ને મારી ટુક પુંજીનો પાળક પુત્ર થવાનો, તે આ નીચ ઠેકાણે રાતદિન પોતાના પૈસા અને પ્રતિષ્ઠા બંને ખોહોવાના લાલચમાં પડયો છે. અરે ! પણ

એ ભોળાનાથને હું ઓલખ્ખોશ કેમ? સુરતના મારા ઘરમાં મારી પ્રેમકુંવર સાથ એનું વેસવાલ કરયાને આઠ વર્ષ વહી ગયાં છે. ત્યાર પછી આજેજ હું આ નગરીમાં આવ્યો છું. પ્રેમકુંવરને કે કૃપારામને હજી મલ્યો નથી; પણ ભોળાનાથ કેવા છંદમાં ફરેછે તે સાંભલતાં પેહેલાં હું પાધરોજ અહીં આવયોછું.

[લોભીદાશને બીજા ત્રણ ચાર જણ માંહેલા ઓરડામાંથી સોભાગચંદને જોતાં આવે છે.

**લોભીદાસ**–(સ્વગત) ઓહો! કોઈ નવું બોકડું આવયું છે. (આગળ આવી) મેહેરબાન! આપ ભલે પધારયા. આપ અંહી અજાણ્યા છો?

**શોભાગચંદ**–હાજી, હું તદન નવો અહીં આવ્યો છું

**લોભીદાસ**–શો ચિંતા છે? આપ જલદી પલોટાઈ જશો. હું આપને દ્યુત રમાડીશ. આપને ચોપટ ગમેછે કે પાના દાવ? મારી સલાહ એ છે કેઃ–

**શોભાગચંદ**–ભાઇ હું દ્યુત રમત શીખ્ખવા અંહી આવ્યો નથી અને તમને કહું છું કેઃ–

[અંદરના ઓરડામાં મોટી ગડબડ ઉઠેછે, ભોલાનાથ મારામારી કરેછે, ચોપટનું પાટીયું ઉરાડી નાખે છે, સોકડાની ભાંજ ફોડ કરે છે, નાહાસી જવા જાય છે પણ બીજાઓ તેને પકડી રાખે છે.

**ઘણા જણ**–પકડો! પેલા ગાંડાને પકડો!

**ભોળાનાથ**–મને પકડો નહીં. આ નીચ વસ્તુઓનો મને નાશ કરવા દયો. (સઘળી ભાંજફોડ કરે છે.)

**ડાહ્યાભાઈ**–(તેને માંહેલા ઓરડામાંથી બાહેર ઘસડી લાવી) હે! દીવાના આ તું શું કરે છે?

**લોભીદાસ**–સાવધ! ભોળાનાથ! સાવધ!

**શોભાગચંદ**–(સ્વગત) ભોળાનાથ! હે પ્રભુ! આ શું સાંભળું છું.!

**ભોળાનાથ**–ગયું! ગયું! સારૂં સઘળું ગયું! મારૂં નખોદ વળી ગયું. હું ઘરના પઇસા લાવ્યો તે ગુમાવી બેઠો. ભાઇ લોભીદાસ તેં મને આઠસે ધીરયા તે પણ ડુબ્યા ને બે હજાર બીજા વાયદા ઉપર રમ્યો તે પણ ગયા. ઓ! હવે મારૂં શું થશે?

**શોભાગચંદ**–(સ્વગત) શી ઘેલછા?

**લોભીદાસ**–છટ! છટ! થોડીક રૂપરડીને માટે આમ બાયલો શું બની જાય છે?

**ભોળાનાથ**–ઓ ! આકાશમાંથી ગર્જના તુટી પડો અને આ નર્કવાસની દિવાલ તળે મને કચડી નાંખો !

**ડાહ્યાભાઈ**–ભાઈ એ તો સ્વર્ગવાસી સુબોધની ચેતવણી સમજ. ચેત ! હે ભોળા ! ચેત ! અને તજી દે આ બુરા વ્યસનને !

**ભોળાનાથ**–તેનું તમારે શું છે કે વચમાં પટપટારો ચલાવો છો ?

**લોભીદાસ**–ડાહ્યાભાઇ કાંઈ ઘણું ડાહાપણ લગાવે છે, પણ એક લપડાક ખાઈ બેસશે. (ભોળાનાથને) ડરીશ નહીઃ કાલે તારૂં ભાગ્ય ઉદય પામશે.

**શોભાગચંદ**–(સ્વગત) કાલે ?

**ભોળાનાથ**–કાલે ! હે દુર્ભાગ્ય ! કાલનું કાં સ્મરણ કરાવ્યુ ? કાલે મારાં લગ્ન ભાંગી પડશે.

**લોભીદાસ**–શા માટે ? કથીલ સરખા તારી પ્રિયાના દાગીના ગુમાવવા માટે તને રલાવી આપનારાં લગ્ન શું તને રડાવશે ? ના, હું તેમ થવા દઇશ નહીં.

**ભોળાનાથ**–એટલે ?

**લોભીદાસ**–તને ઘરેણા મળે એટલે બસ કેની ? મારા સ્નેહ-સાગર હું તને ડુબવા કેમ દઇશ ?

**ભોળાનાથ**–તો શું કરશે ?

**લોભીદાસ**–તને દાગીના અપાવીશ.

**ભોળાનાથ**–ક્યારે ? ક્યારે ?

**લોભીદાસ**–આજે. હમણા.

**ભોળાનાથ**–ક્યાં છે ?

**લોભીદાસ**–અંહીજ આ ઘરમાં છે.

**ભોળાનાથ**–(તેને વળગી પડીને) મારા વિશ્વાસુ સહાયક ! મારા સાચા હિતુ ! તારો પાડ હું કેમ વાળીશ !

**લોભીદાસ**–(સ્વગત) હવે એ મારી મુઠીમાં આવ્યોછે.

**ભોળાનાથ**–પણ મને તે ઘરેણા બતાવ.

**લોભીદાસ**–જો સાંભળ. (તેને બાજુએ લઇ જાયછે.)

**ડાહ્યાભાઇ**–ભોળાભાઇ જો તારૂં ભલું ઇચ્છતો હોય તો મારી શિખામણ સાંભળ.

**ભોળાનાથ**–ડાહ્યાભાઈ, તમારાં ડહાપણને ટોપલા તળે સંતાડો. (લોભીદાસ સાથે જાયછે. પછવાડે ડાહ્યાભાઇ છુપો જાયછે.)

**શોભાગચંદ**–થઇ ચુકયું ! હાથથી ગયલો આ જુગારી, આવો લુચ્ચો પાપી, કાલે મારી પ્રેમકુંવરને પરણશે ? ના, હું તે અટકાવીશ. અને સારૂ થયું કે તે અટકાવવાને હું વેળાસર આહીં આવી પોહોંચ્યોછું. અરે ! પણ આ શું ? (નાયક ને ચોકીદારો આવેછે તથા બારણાં ઘેરી લેછે. શોભાગચંદ જવા માંડેછે.)

**નાયક**–(અટકાવીને) ઊભા રહો. જેઓને હું ઓળખુંછું તેઓનેજ હું આજની રાત જવા દઇશ કેમકે તેમને કાલે પુછી શકીશ. પણ જેઓ અજાણ્યા છે તેઓ અહીંથી જઇ શકશે નહીં. (થોડાકોને જવા દેછે અને બીજાઓને અટકાવી રાખેછે. (શોભાગચંદને) તમે અંહી અજાણ્યા છો. તમારે કોટવાલીમાં આવવું પડશે.

**શોભાગદાસ**–ત્યારે હું શું કેદી થયો છું ?

[ ડાહ્યાભાઈ પાછા પ્રવેસ કરેછે

**નાયક**–હા. મારે તો કોટવાલની આજ્ઞા બજાવવાનો ધર્મ છે. મારવાડી લક્ષ્મીચંદના ઘરમાં કીમતી ઘરેણાની ડાબલીની ચોરી થઇ છે, માટે કોટવાળ તમને ઓળખે તથા તમારૂં નામ લખી છોડે નહીં ત્યાં સુધી તમારે બંદીમાં રેહેવું પડશે.

**શોભાગદાસ**–લાચાર હું આવુંછું. પણ મારી પ્રિય પ્રેમકુંવર ! અભાગણી પ્રેમકુંવર ! તું કાલે પરણવા આગમચ તને વેળાસર ચેતવણી હવે કોણ આપશે ?

**ડાહ્યાભાઈ**–હું આપીશ સાહેબ. હું આપને ઓલખું છું. આપ સુરતના છો ? આપ પ્રેમકુંવરના કોણ થાઓછો ?

**શોભાગચંદ**–હું તે નબાપીનો કાકો થાઉંછું હું તેનાં લગ્ન અટકાવા તે બાલકીને નાશમાંથી ઉગારવા આહીં આવ્યો છું. મારો ભત્રીજી પોતાને સાસરેજ રહેલી છે, તેના સસરા કૃપારામની તેના ઉપર બહુ કૃપાછે. પ્રેમકુંવરના બાપની એઓ ગરજ સારે છે અને પોતાના ઘોર મંદવાડને લીધે પ્રેમકુવરને પોતાના ઘરમાંજ પોતાની આંખ્યો આગળ પરણાવવાનો ઉતાવળમાં પડયા છે.

**ડાહ્યાભાઈ**–આપ મને ઈંધાણી આપશો તો પ્રેમકુવરને હું વર્તમાન પોહોંચાડીશ.

**શોભાગચંદ**–મોટો આભાર થશે. હું કાગળ આપીશ તો બસ છે. (નાયક શોભાગચંદને બીજા કેદીઓ સાથે લઈ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થલ કૃપારામનું ઘર-શોભીતું દીવાનખાનું.

[લગ્નની તયારીઓ—રંગવાદ્યનો નાદ— થોડીક સખીઓ પ્રેમકુંવરને પીઠી ચોળી રહિને વિવાહનાં ગીત ગાતી ગાતી સાડી અને આભૂષણ પેહેરાવેછે.

**ગાયન.**

પીઠી પીઠી ચોળોરે પીતરાણી;
પેહેલી પીઠી ચડશેરે મારા ભોળા વરને ;
ઊતરતીને ચડશે રે પેલો પ્રેમારને.
પાકાં તેલ ચડશે રે મારા ભોળા વરને.
કાચાં તેલ ચડશેરે પેલી પ્રેમારને ; (ઇત્યાદી.)

**સાકેર**—ચાલો બાઇઓ, વરણીના વરઘોડા સાથ પ્રયાણ કરવાને સજ થાઓ. (મેશની થાળી વગેરે લઇ સખીઓ પાછલનું ગીત ગાતી ગાતી જાયછે) પ્રિય પ્રેમકુંવર આપ પણ પધારો હેઠલા માળા ઉપર. પણ આ શું ? આવાં મંગળ કાર્યની વેળા આપ રડોછો એ શું કેહેવાય ?

**પ્રેમકુંવર**—સખી, મારાં શુભ લગ્નનું મંડાણ અશુભ મુહુર્તમાં થાયછે તે તું નથી જોતી ? મારા એકના એક કાકા શોભાગચંદ જે મારૂં પિતા સમાન પાળણ કરેછે અને જેના અત્રે પધારવાની હું અધીરાઇથી વાટ જોઉં છું તે લગ્નની વેળા થઇ જવા છતાં હજી આવ્યા નથી. મારા સસરાજી કૃપારામ જે કૃપાનો અખૂટ ઝરો છે તેઓ મારા વિવાહની ઘડીએ મરણના ઝીનારાએ આવી લાગ્યા છે. મારા પ્રિય પતિ ભોળાનાથ જે અબઘડી મને સદાની ભાગીયણ લેખે વરશે તેઓ કાલ રાત્રીના ગયા છે તે હજી પાછા ફરયા નથી. એ ઉપરા ઉપરી અપશકુનો વચે વળી મારૂં કન્યા દાન દેવાને ધર્મ બાપ લેખે કોઇ નહીં પણ આ લોભીદાસે મારો હાથ આપવાની અગત્ય પડશે. ખરૂં કહુંછું બેન સાકેર કે આ લોભીદાસનો દેખાવજ મને ધિક્કાર ઉપજાવે છે. રખે એ મારા ભોળા ભરથારને ભોળવતો હોય !

**સાકેર**—ઓ ! જુવો તેઓજ પ્રવેશ કરેછે.

**પ્રેમકુંવર**—હેં, હજી મારે સણગાર કરવાનો છે. પણ નહીં એતો સસરાજી આવે છે. અરે ! નથી ચલાતું ત્યારે ઉપાડીને શું કરવા લાવેછે ?

**સાકેર**-બા સાહેબ આજ પરોઢીએ જોવા સરખું થયું હતું. રોગના તે ઝપાટામાંથી એઓ સજીવન થયા છે, પણ વૈદરાજ કહી ગયા છે કે એવો-જ બીજો આંચકો લાગશે તો પાણી પીવા ઉભા નહીં રહેશે.

[કૃપારામને માણસો ઉચકી લાવીને એક મોટી માચી ઉપર ટેકી બેસાડે છે.

**પ્રેમકુંવર**-પિતાજી નમન કરૂંછું.

**કૃપારામ**-પુત્રી મને ભેટ. પુત્ર ભોળાનાથ ક્યાં છે? આજ મળસકા વેળાથી હું પુછ્યા કરૂંછું.

**સાકેર**-એ લ્યો, નામ દેતાં વાર આયુષ્યમાન કુમાર આવ્યા.

[ભોળાનાથ આવેછે.

**ભોળાનાથ**-(સ્વગત) લોભીદાસ હજી આવ્યો નથી. (કૃપારામને) પિતાજી ચરણ વંદુ છું (પ્રેમકુંવર દુર ઉભી છે ત્યાં આવીને) પ્રેમકુંવર હજી અંહી કેમ છે? પ્રિય, હેઠળ સર્વ સખીઓ વાટ જુવેછે.

**કૃપારામ**-પુત્રી તું સિધારે છે? જરા થોભ. તારા વિવાહમાં હું ભાગ લઇ શકતો નથી તેથી મને ખેદ થાયછે. મારા નેત્રમણી તારા મણિમય કરથી મારા નેત્રોને કરાર આપ.જ્યણ રેહે, મણિ વિષે બોલતા મને સાંભરી આવેછે. તારો ચુડામણી ક્યાંછે? તારા હાથને શોભાવનારા હીરાના બાજુબંધ અને કનકના કંકન ક્યાં છે? પુત્ર ભોળાનાથ તારી વહુનો શણગાર અધુરો રહ્યો છે. તને મેં ઘરેણાં લાવવા કહ્યાં હતાં તે ભુલી ગયો કે?

**ભોલાનાથ**-નહીં પિતાજી, પણ વિધ વિધ ઠેકાણોમાં (સ્વગત) લોભીદાસ ક્યા મુવો. રોકાઇ પડવાથી મને (સ્વગત) શું ઉત્તર દઊં?-મને વેળાસર લાગ ફાવ્યો નહીં. (સ્વગત) અરે નહીં-મને ગમતા ઘાટના આપના ઘડેલા દાગીના મળ્યા નહીં. (સ્વગત) ઓ! તે આવેછે.-મળ્યાછે પિતાજી. (લોભીદાસ ઘરેણાની ડાબળી સાથ આવે છે) તેને સ્વગતે) પેલાં ઘરેણાં ક્યાંછે?

**લોભીદાસ**-(ભોળાનાથને સ્વગત) આ રહ્યા (મોટેથી) મન મોહન બેહેન પ્રેમ કુવર આજનો દિવસ આનંદકારી થાઓ. શેઠ કૃપારામ, મોડો આવવા માટે ક્ષમા માંગુંછું પણ મારા મિત્ર ભોળાનાથને માટે ઘરેણા લાવતાં વાર લાગી છે. (ઘરેણા આપે છે.)

**કૃપારામ**-પ્રેમકુંવર, તારા કોમળ હાથે આ આભૂષણ અનુગ્રહ કર કે જે હાથની શોભા આ હીરાની શોભાને ઢાંકી નાંખેછે.

**પ્રેમકુંવર**-(ઘરેણાં પેહેરતી) હા ! કેવાં સુશોભીત ઘરેણાં ! કેવાં ચકચકીત રત્નો !

**ભોળાનાથ**-પ્રેમકુંવર પ્રેમ પ્રમાદે આ ઘરેણાં સાથ મારો સર્વ પ્રેમ પણ ઘરેણે મુકું છું.

**લોભીદાસ**-(ભોળાનાથને) ઘરેણાં બહુ ભારી પડયાં છે હો ભાઈ.

**કૃપારામ**-સપુત, અંતે તેં મારી આશા સફળ કરી છે.

**લોભીદાસ**-(ભોળાનાથને) આજને આજ આઠસો રૂપૈઆ આપવાને કબુલ્યા છે નો.

**પ્રેમકુંવર**-પિતાજી, હું સત્વર જઈને સણગાર સજી આવું છું. (સાકરની સાથે જાય છે)

**કૃપારામ**-ભોળાનાથ તને મારે કાંઈ કેહેવું છે.

**ભોળાનાથ**-આગ્ના પિતાજી. (લોભીદાસને) આજનો ઉપદેશ છેલો હો કે. [લોભીદાસ જાયછે.

**કૃપારામ**-મારા કુળ દીપક કુંવર આજનો દિવસ અતી અગત્યનોછે. આજે તું તારા પિતાની સત્તાથી સ્વતંત્ર, તારી પ્રિયાનો પતિ અને તારા દ્રવ્યનો ધણી થશે. પણ દીકરા મારી શેવટની શિખામણ સાંભળ: સર્વ છંદમાં સર્વથી પાપી છંદ જે જુગારનો છે તેને બચપણથી તું વશ થયો છે-પણ એ છંદને તારી છાતીમાંથો જડમુલથી ઊખેડી નાંખવાનો તેં મને કોલ આપ્યો છે, તો આશા રાખું છું કે એ કોલ આપવામાં નથી; તું ઠગાતો કે નથી મને ઠગતો.

**ભોળાનાથ**-પિતાજી આપ શંકા આણો છો? અગર જો મારૂં વચન બસ નહીં થાય તો હું આ સપત લઊ છું-

**કૃપારામ**-નાના બસ બહુ થયું. પુત્રને સપત દેતાં પિતાને શરમાવું પડેછે. ભોળાનાથ હું તારૂં અંતર વાંચી શકતો નથી પણ તે અંતરજામી ઈશ્વર સર્વનું અંતર વાંચેછે. તે પ્રતિપાળ પિતાની સમક્ષ તારે પ્રેમકુંવરના પ્રેમ અને સુખનો જવાબ દેવો પડશે. પણ જો તેં મને ઠગ્યો હશે અથવા જો જુગારીનું કલંક તારે કપાળે ફરીથી ચોંટશે તો અધર્મનાં અનિવાર્ય ફળ દરિદ્રતા, ભ્રષ્ટતા, અને મલિનતાના શાપ તારા સીર ઉપર ઊતરશે. પણ આ મારો આંખ્યો મીંચાયા પછીજ તારી તે સજા પરીપુર્ણ થશે.

**ભોળાનાથ**-આવા શુભ અવસારે પાળનહાર પિતા શત્રુના સરખા શાપ દયે.

**કૃપારામ**–નહી પુત્ર, એ શાપ નથી એ તો સુવચનો છે. અને હવે મારો છાતીના આરામ ભેટ તારા પિતાને. (ભેટેછે)

[પ્રેમકુંવર, ભોળીદાસ, સાકેર, વગેરે આવેછે. સખીઓ લગ્નનાં ગીત ગાતી આવેછે.

**ગાયન.**

તાંબાકુંડી તે નગર સોહામણો.
માંહી ભરીયાં છે ગવરીના ઘી;
સાહેલીને આંબો મોરીઓ.

**કૃપારામ**–(ભોલાનાથને પ્રેમકુંવર પગે પડેછે તેમને ઉઠાડતાં) શુભ મુહુર્તે મંગળ પ્રયાણ કરો. મારા જીવન ખરડા પિતાની આશિશ તમને જય જયકાર થાઓ. [એક ગોર આવેછે.

**ગોર**–ચાલો વરઘોડો તૈયાર છે. મંદીરમાં મુહુર્તની વેળા વીતો જશે.

(રંગવાદ્યના નાદ અને ગીત ગાતા ગાતા સર્વ જાયછે)

મારા કીયા ભાઇનાં વાજીંત્ર વાગીયાં,
મારા ભોળાનાથ વાજીંત્ર વાગીયાં,
પેલા વેવાઇના પડ્યા રે નીશાન—સાહેલીને.
મારા કીયા ભાઇની મેડીએ દીવા બળે,
મારા ભોળાનાથની મેડીએ દીવા બળે;
પેલા વેવાઇને ઘેર ઘોર અંધારૂ—સાહેલીને.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–કૃપારામનું એક દિવાનખાનું.

[કૃપારામ બેઠેલા છે. પ્રમાણરાય આવેછે.

**પ્રમાણરાય**–વરઘોડો નગરીમાં મોટા ઠાઠ સાથ ફરીને સર્વના આનંદ વચ્ચે મંદિરે આવી પોંહોચી છે. કુમાર તથા કુમારીનાં હસ્તમેળાપની શુભ ક્રિયા ચાલુ થઈ છે.

**કૃપારામ**–આવા મંગળ મુહુર્તના અનુકુળ અવસરે મારા અંતરમાં કાંઈ દુઃખદ પ્રેરણા થાય છે. (દાસને) તું જા મંદિરે અને ગુરૂ આશિર્વાદના મંત્ર ભણવા માંડે તેવોજ તું અંહી ધસ્યો આવજે કે ગુરૂની ભક્તિમાં હું

મારી પણ ભક્તિ મેલું; (એક દાસ જાયછે અને ડાહ્યાભાઈ આવે છે.) આ અજાણ્યો માણસ શું માંગતો હશે ?

**ડાહ્યાભાઈ**–સાહેબ, આપ જો અહીંના ઘરધણી કૃપારામ હો—

**કૃપારામ**–તે હું જ છું તો શું ?

**ડાહ્યાભાઈ**–તો આપ સંગે અગત્યની વાત કરવા માટે આપણા મિત્ર શોભાગચંદે મને મોકલ્યો છે.

**કૃપારામ**–શોભાગચંદ! મારી પ્રેમકુંવરના બાપના તોલનો કોણ ! તેઓ આ નગરીમા આવેલા છે ? ત્યારે મને દર્શન કેમ નથી દેતા ?

**ડાહ્યાભાઈ**–આ પત્રિકાથી આપને વિદીત થશે. (આપેછે.)

**કૃપારામ**–શો ભેદ ? મારૂં હૃદય થરથરે છે કેમ ? (વાંચે છે.)

"મારા પ્રિય મિત્ર આ નગરીમાં હું કાલ રાત્રિનો આવ્યો છું. આવ-
"તાંવાર મેં એક ભયભીત ભેદ શોધી કાહાડયો છે?" હે તે શું ? "મારી ભ-
"ત્રીજીનું વેશવાળ તોડી નાંખવું પડશે." હે પરમેશ્વર ! "હું બિનવીને કહું
"છું કે આવીને સર્વ બાતમી આપું ત્યા લગી પ્રેમકુંવરના લગ્ન અટકાવ-
"શો !" અરે ! ભાઈ તે તો થઈ ચુકયું છે અને મારા મિત્રે તોડવા માંગેલી ગાંઠ નહી તુટે એમ બંધાઈ ચૂકી છે.

**ડાહ્યાભાઈ**–અફસોસ ! હું આ પત્રિકા સહવારનો લાવનાર હતો પણ મારી સ્રીના અચબુચ મંદવાડને લીધે મને અસુરૂ થઈ ગયું.

**કૃરપારામ**–પણ ચિંતા નહીં. અગરજો સમો હશે તો હજી પણ આ લગ્ન થોભાવીશ. અહીં કોણ છે ?

**ડાહ્યપાભાઈ**–સાહેબ સાહેબ જો મોડું થઇ ગયું હોય તો હવે——

[પ્રમાણરાય આવે છે.

**પ્રમાણરાય**–આપની આગ્ના પ્રમાણે ચેતાવવા આવ્યો છું કે લગ્ન ક્રિયા પૂર્ણ થઈ છે અને ગુરૂજીએ તોરણશ્લોક ભણવા માંડયા છે.

**કૃપારામ**–અરે ! આ શો અનુચિત બનાવ !

[ઉઠવા જાયછે—તેવામાં શોભાગચંદને આવતો જોઇ પાછા માંચી ઉપર પડી જાય છે.

**ડાહ્યાભાઈ**–(શોભાગચંદને) શેઠ હવેતો અસુર થયું છે. લગ્નતો થઇ ચૂકયાં છે. માટે વધારે ફજેતી ન કરશો.

**કૃપારામ**–શોભાગચંદ જરા વહેલા ન આવ્યો. આ કાગજનો શો અર્થ છે ?

**શોભાગચંદ**-કેવાં દુર્ભાગ્ય કે કોટવાલીમાં મૂર્ખ સત્તવાળાઓએ મને નાહક પણ અકસમાત રોકી રાખવાથી હું વેહેલો ન આવી શક્યો. થઈ ચુક્યું, ત્યારે હવે કૃપા કરી વિસરી જાઓ અને ખેદ ન કરો.

**કૃપારામ**-ના એનો મર્મ મારે જાંણવો જોઇએ.

**શોભાગચંદ**-ત્યારે તો સાંભળો. કાલ રાત્રે એક નિર્લજ મેલાવડામાં—એક જુગારખાનામાં——

**કૃપારામ**-જુગારખાનું ? પછી, પછી વાત પુરી કરો ભાઈ.

[અંદરથી લગ્નના ગીત સંભલાય છે.

**ગાયન.**

ત્યાંથી તે વર રાજા સંચરયા રે.<br>
આવી રહ્યા તોરણે બાર રે.<br>
તોરણે પુંખડાં પુંખીઆ.<br>
સાસુજી પુંખવા ચાલીઆં રે.

**શોભાગચંદ**-ત્યાં—(ગીતનો અવાજ સાંભળી) પણ નહીં વાત માંડી વાળો. તેઓ પરણીને આવ્યા છે. કુજેતી ભાગા ડરીને આ અબલાની નિદોષ્ટા ખાતર, તમારા દીકરાની આબરૂની ખાતર દયા કરો.

**કૃપારામ**-ના. સત્યતાને હું જાગવીશ. ઠગાઇને ઉઘાડી પાડીશ. મારા કૂલની લાજ, મારા પુત્રની પ્રતિષ્ઠા, મારી વહુનું સુખ, મારા મરતી વેળાના આરામને દાધ્ર લાગવા દઈશ નહીં. ભોળાનાથે મને ભોળવ્યો હશે પણ મારૂ જે હૃદય આજ લાંબા કાળથી પ્રમાણીકપણાનું રેહેઠાણ હતું તે હૃદય ન છેલા ઢબકારાને અપ્રમાણીકપણું સહન કરવાનો જગતમાં દોષ લાગવા દઈશ નહીં.

[ભોલાનાથ પ્રેમકુવર લોભીદાશ વગેરે સખીઓ પાછલું ગાયન ગાતાં ગાતાં બહાર આવે છે.

**પ્રેમકુંવર**-ઓ મારા હેતાળ કાકા, પિતા, મુરબ્બી, મારા પ્રભુ-આજે. હું પરમ સુખ પામી છું. (સોભાગચંદના હાથમાં દોડી જઇ ભેટે છે.)

**ભોળાનાથ**-(સ્વગત) કાકા ? અરે ! આ કોણ ? કાકા ?

**લોભીદાસ**-એ અંજાણ્યો અંહી ક્યાંથી ? (ભોળાનાથને.)

**ભોળાનાથ**-રાતે એ ત્યાં હતો. (લોભીદાસને.)

**લોભીદાસ**-અને દાહ્યાભાઈ પણ આવ્યો છે. (ભોળાનાથને.)

**ભોળાનાથ**-(લોભીદાસને) વગર તેડવે આવ્યો છે. મેં કાંઈ એને નોતરયો નથી. રખે એણે ઓધો બાલ્યો હોય.

**પ્રેમકુંવર**-પણ કાકા તમે અમારાથી વેગળા જાઓ છો! બોલતા કેમ નથી.

**ભોળાનાથ**-(સ્વગત) હવે મારે દાહ્યાભાઇ થવું જોઇએ. (મોટે) હું ભુલ્યો હતો. પણ હવે ઓલખ્ય આવે છે ખરી. કાકાજી મને ખેદ થાયછે કે આજના પૂન્ય કર્મમાં અમારા પરસપરનું સુખકારી વચન સાંભળવાને આપ વેળાસર આવી શક્યા નહીં.

**કૃપારામ**-આભાર માન ઇશ્વરનો કે એઓ વેળાસર નહીં આવ્યા.

**લોભીદાસ**-(સ્વગત) હેં પાપ ફુટયું ખરૂં.

**કૃપારામ**-પ્રેમકુંવર, મારી ડાહી દીકરી, તારી સખીઓને લઇ જરા વાર અહીંથી જા.

**શોભાગચંદ**-(કૃપારામને), સાહેબ આપ શું કરો છો?

**કૃપારામ**-જા પુત્રી મારી આગ્ના માન.

**પ્રેમકુંવર**-પિતાજી તાત ક્ષમા (જવા માંડે છે.)

**ભોળાનાથ**-ઉભી રહે પ્રેમકુંવર તુંને આ જગ્યેથી જવાની મારી મના છે. હું તારો ધણી છું અને મારીજ તને આણ છે. મારી પીઠ પાછળ શું થયું છે તે હું સમજું છું. મને અંધારામાં ઘાવ કરયો છે, હીચકારો ઘાવ કરયો છે, પણ તે ઘાવ કરનાર અહીંજ છે. આ રહ્યો તે. (ડાહ્યાભાઇને પકડી મારવા જતા) હું તને જોઇ લઇશ.

**ધણાજણ**-હં હં થોભ થોભ.

**કૃપારામ**-દુષ્ટ, ભ્રષ્ટ બુદ્ધિના, લબાડ છોકરા—

**શોભાગચંદ**-ભોળાનાથ, ડાહ્યાભાઇને ખાલી સતાવ નહીં. તને ઉઘાડો પાડનારતો હું —— [પ્રમાણરાય ધસ્યો આવે છે.

**દાસ**-અરે! શેઠ, શેઠ, કોટવાલ આવ્યા છે.

**લોભીદાસ**-(ભોળાનાથને) નખોદ. ઘરેણાંની ચોરી પકડાઇ હશે.

**શોભાગચંદ**-દુર્ભાગ્ય! સાહેબ આ સમો તમારા પુત્રને બચાવી લેવાનો છે. [કોટવાલ સીપાઇ સાથે આવેછે.

**કોટવાલ**-પ્રચ જનો, આવા આનંદકારી અવસરે સત્તા ચલાવવાને હું ખેદ પામું છું. પણ અધિકાર ચુકાતો નથી અને આ મહાં મંદિરની આવી ગોરવવાળી સભામાંજ મારે અધિકાર બજાવવો છે.

**કૃપારામ**-કહો ભાઈ શી આગ્ના છે. ગમે એવો શુભ આ સમો છે તોએ જેણે પણ નીતિ અને પ્રમાણીકપણાંનો નાશ કરયો હોય તેના પાપી સીર ઉપર ફિટકાર વર્સવા દયો.

**કોટવાલ**–સરકારની શંકાવાળા એક ઘરમાંથી સુંદર ઘરેણાંની એક ડાબળી ચોરાઇ છે અને ત્યાં પકડેલા માણસોની સાક્ષી ઊપરથી સાબીત થયું છે કે તમે ભોળાનાથ કૃપારામ તે ઘરમાં આવતા જતા છો. ત્યાં એક મારવાડીના છોકરા પાસેથી તે ડાબલી મેળવી છે. કે જે છોકરાની સ્થિતિ એવો મુલ્યવાન માલ રાખવા જેટલી ચહડતી નથી. તે ઘરેણાં ચોરવા, ચોરાવવા અને ચોરેલો માલ રાખવાનો દોષ તમારે માથે આવ્યો છે.

**પ્રેમકુવર**–શું ભોળાનાથ તમે—

**ભોળાનાથ**–ચુપ રેહે.

**કૃપારામ**–ખરી વાત ? દુર્વ્યસની ? જુગારી દાખલ તું જણાયલો દેખું ? સત્તા વાળાની તું પર આંખ દેખું ? તો મારી અપકીર્તિમાં બાકી શું રહ્યું ? હજી પણ જે સત્ય હોય તે માન.

**ભોળાનાથ**–કોટવાળ, હું ઘરેણાંની એક ડાબળી લાવ્યોછું ખરો, પણ તે મારા પૈસાથી ખરીદેલો મારોજ માલ છે અને તે ચોરેલો છે એમ હું જાણતો————

**લોભીદાસ**–(ભોળાનાથને સ્વગત) એમજ! એમજ દમ પર સુમાર હો.

**કોટવાળ**–ઠીકછે ! તમે હમણાંતો ચાલો ન્યાય મંદિરમાં, પછી થઇ રેહેશે

**પ્રેમકુવર**–હા ! કોટવાળ મારો ધણી નિર્દોષ છેઃ હું વિનવીને કહુંછુ કે એમને ક્ષમા કરો.

**કોટવાળ**–બા સાહેબ જો તે ડાબળી હમણાં મને પાછી મળે તો આજનો દિવસ એમને——પણ અરે આ શું ? તમારા હાથ ઉપરના ઘરેણા જોઉં ?

**પ્રેમકુંવર**–હેં ! હેં પરમેશ્વર !

**ભોલાનાથ**–(તેને ખસેડી મેલેછે.) પ્રેમકુંવર ખસી જા.

**કોટવાલ**–ના બાઇ ઉભા રહોઃ ઓ હું તેજ ઘરેણાં જોઊછું. તમને ચોરેલો માલ પેહરાવ્યો છે.

**પ્રેમકુવર**–(ઘરેણાં તોડી પીખીને ફેંકી દે છે.) ઓ ! ત્યારે તો જાણ્યા પછી એ હરામની મતાથી હું અપવિત્ર થઇશ નહીં.

**લોભીદાસ**–(ભોળાનાથને) મારૂ નામ ન દેતો હો.

**પ્રેમકુવર**–ભાઇ કોટવાલ હવે તો બસ ? હવે મારા પતિને જવા દે. (ફસડાઇ પડેછે)

**શોભાગચંદ**–મારી વાહલી, રંક, બાપુડડી

**કૃપારામ**–ઓ ! દુષ્ટ આ દહાડો ! શાપિત આ સમો ! હીણો આ બનાવ, કે જેણે મારૂ મરણ ઢુંકડે આણ્યું. (મુર્છા પામેછે)

**શોભાગચંદ**–કોટવાળ સાહેબ ! આ વૃધ સાહુકારનો પ્રાણ કંઠે આવી અટકયો છે. એઓ આજનો દહાડો કાહાડવાના નથીઃ માટે ભોળાનાથ ઊપરનાં અપરાધનો હું જવાબદાર જામીન છું. આજનો દિવસ વીતી જવા દયો.

**કોટવાલ**–આપ સરખા સોદાગરના વચન ઉપર મને વિશ્વાસ છેઃ નાયક તમે જાઓ. (નાયક અને સીપાઈઓ જાય છે.)

**શોભાગચંદ**–ભોળાનાથ, અત્યાર લગી હું મુંગો રહ્યોછું. પોતાના દીકરાનાં પાપનાં બોજા તળે દબાઈ જતાં એક બાપ તરફ માન ધરાવીને હું બોલ્યો નથી પણ પોતાની દીકરીની વિપત્તિની આગથી બળતા એક બાપ દાખલ મારે બોલવું પડેછે.

**ભોળાનાથ**–શું ?

**શોભાગચંદ**–તારા ઉઘાડાં પડેલાં દુરાચરણ જાણ્યા પછી મારી આ નિર્દોષ પુત્રી તારૂં બળીદાન થશે નહીં. તેને સહાય થવાનો, મહાવ્યથાના જે અગાધ ખાડામાં એ અબળાને તું ઉતારે છે તેમાંથી તેને ઉગારવાનો મને હક છે.

**ભોળાનાથ**–બસ ! બસ ! આ તમારી ધમકીના બદલામાં તમારો જીવ લેત, પણ પ્રેમકુંવરના સ્નેહથી તમને બચાવ્યા છેઃ મારી વચે આવનાર તમે કોણ ? તમને શો હક ? હું મારો ધણી છું. અને આ ઘરમાં જે મારૂં અપમાન કરે તેને ઘરની બાહેર કાહાડવાનો મને હક છે.

**શોભાગચંદ**–આ મારા મિત્રનું ઘર છે. અને હું મારી પ્રેમકુંવરને એક જુગારીના હાથમાં જવા નહી દઈશ.

**ભોળાનાથ**–હવે તો બહું થયું. હે નીચ ! નીકલ આ ઘરમાંથી. કાલું કર તારૂં.

**પ્રેમકુંવર**–(આગલ દોડી આવીને) ભોળાનાથ, મારા વાહાલા.

**શોભાગચંદ**–પ્રેમકુંવર તારૂં શું થશે ?

**પ્રેમકુંવર**–અરે ! પિતાજી મુર્છામાંથી સાવધ થયા છે; અરે ! એઓ જરા ઉશકેરાશે, જરાપણ ગડબડ સાંભળશે તો એ જીવવાના નથી.

**ભોળાનાથ**–આ માણસને અહીંથી કાહાડ.

(કૃપારામ ફીકો રસડાતો ઉઠવા જાયછે.

**પ્રેમકુંવર**–(તેના પગ આગળ દોડી જઇ) પિતા ! પિતા !

**શોભાગચંદ**–એને પોતાના બાપની દયા નથી.

**ભોળાનાથ**–જ્યાં સુધી તું અંહીં હશે ત્યાં સુધી હું અંહી કોઈની દરકાર કરીશ નહીં. તું જા.

[ કૃપારામ આગળ આવેછે—સઘળીઓ તેને ટેકો આપેછે.

**પ્રેમકુંવર**–ક્ષમા ! હે તાત ! ક્ષમા કરો !

**કૃપારામ**– (ધ્રુજતો ધ્રુજતો) ના, નહી. મરતી વેળાનાં મારાં વચન ઈશ્વરના શાપ છે. સાંભલ તે હે નીચ ! જુગારીની શૃજત જહાનમને દ્વારે કોરેલી છે. દીકરો કૃતઘ્ન થયો, નિર્દય પીતૃઘ્ન થયો, તું ક્રૂર ભરથાર થશે અને ઘાતકી બાપ થશે. તારા દિવસો અપરાધમાં નીચોઈ રેહેશે અને તારો ભવ નિર્ધનતા અને નિરાશામાં સમાપ્ત થશે.

**ભોળાનાથ**–પિતા ! હે ! પિતા !

**કૃપારામ**–અનુપકારી શાપ ! બેહેકી ગયલા બુદ્ધિ હીન ! તેં મારાં નામને બટ્ટો, મારાં કૂળને અપજશ અને તારી કેળવણીને કલંક લગાડ્યું. તેં તારો, મારો, તારી પ્રિયાનો, મારાં નામનો નાશ કીધો. તેં તારો ભંગ કીધો, તારી પ્રીયાને દગો દીધો અને મારો પ્રાણ લીધો. ઓ હું મરી જાઉ છું ! મને કોઇ પકડો! (પડતો જાયછે) શરમ, ખેદ, નિરાશા મારી છાતી ફાડી નાંખે છે, મારૂં હૃદય દુઃખની શૂળીથી ભેદાઈ જાયછે. મારો શ્વાસ બંધાઈ જાયછે. પણ મરણાંતે આ બંધ પડતો શ્વાસ, આ ખેંચાતી જીભ, આ ધ્રુજતું હૃદય ; ઓ! નીચ નિર્દય દૈત્ય! તારા પિતાના શાપ ઉચ્ચારી મરણ પામેછે. પ્રેમકુંવર મને બાઝી રેહે ઓ! ઓ!

[મરી જાયછે. સ્ત્રીઓ કલાપીટ કરેછે—કોટવાલ ભોળાનાથને કેદ કરતો હોય તેમ પાસે ઊભો રહેછે-તેવામાં પડદો પડેછે.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ભોળાનાથનું દિવાનખાનું.

[અંધારી રાત્રી. પછવાડે સુવાનો ઓરડો—તેમાં બતી અને બીછાના દેખાયછે.

**પ્રેમકુંવર**-(રડતી રડતી.)

**ગાયન**—(ઝીંઝોટિ ઠુમરી.)

ભયનું ભડકું રે ભવમાં ન ભાગે.
ભાવ તે ભવ પર ભાગ્યેજ લાગે—ભયનું૦
અચલ અમલ છે દ્યુતનો જગતમાં,
પ્રાણનું બળિદાન જુગાર માગે—ભયનું૦

[સાકેર કામ કરતી આવેછે.

**સાકેર**-(સ્વગત) હે ! પરમેશ્વર ! શેઠાણીનો આ તે શો શ્રમ ! મળસકું થવા અગાઉ કેટલું વેહેલાં ઉઠવાનું ? પણ અરે ! આતે શું કેહેવાય ? એ તો ઊઘ્યાજ નથી. રાત્રે પથારી હું પાંથરી ગઇ હતી તેવીને તેવીજ છે ને વળી બેઠાં બેઠાં રૂવે છે. હે દુર્ભાગ્ય! પરણ્યા પછીના પંદર વર્ષ એ બિચારીના રાત દિન રોવામાં ગયાં છે. પંદર વરસના પરણેતરમાં એણે એક પળ સુખની દીઠી નથી.

**પ્રેમકુંવર**-(રડતી) રે પુત્ર ! પુત્ર ! તારૂં શું થશે !

**સાકેર**-સારૂં ? સારૂં ? બા સાહેબ આ તમે સારૂં કરો છો ? ઊદાસીના રોવાને માટે દિવસની વેળા શું ઘણી નથી કે રાત્રી પણ તેમજ કાહાડોછો ?

**પ્રેમકુંવર**-સાકેર, હું રાત અને દિવસ રડું છું તે મારા જીવન, મારા આશાધાર પુત્રના ભવિષ્યના ભય થકી રડુંછું. તેની સ્થિતી ઉપર શાંતીથી વિચાર કરવાને નિરાંત સમયજ રાતનો છે કે જયારે મારા પતિ મને એકલી મુકી દ્યુત રમવા જાયછે.

**સાકેર**-દ્યુત ! દ્યુત ! દ્યુત! રાતદિન તમે રૂવોછો અને એઓ જુવો ખેલે છે.

**પ્રેમકુંવર**–મારી વાહાલી દાસી, મેં માત્ર રડવામાંજ રાત ગુજારી નથી. મારા કાકા શોભાગચંદ ઉપર મેં આ રાત્રીની નવરાસમાં પત્રિકા લખી કહાડીછે. મારા પુત્રના પાળણ પોષણને માટે, મારા એ કૃપાળુ કાકાને કરગરીને વિનંતી કરી છે.

**સાકેર**–કાકા બિચારા શું કરશે ! આ ઘર એમનું છે, તમે એમનાં છો, અમે પણ એમનાં છેએ; અને આપનું, આપના પતિનું, પુત્રનું, અમારૂં સર્વનું પાળણ પોષણ એઓ કરેછે એ શું થોડું છે ?

**પ્રેમકુંવર**–બહુ છે. એજ અમારા પ્રતીપાળ પિતાએ ઘરેણાંની ચોરોના મોટા વાંકમાંથી ભોળાનાથને બચાવી લઇ અહીં અમને મોકલી દીધાં અને અંહી રાખ્યાં છે. પણ એઓ અમારે ઘર આવવાને ના પાડે છે ને સાફ કેહેવડાવેછે કે ભોળાનાથ જ્યાં સુધી જુવો રમવો છોડી દેશે નહી ત્યાં સુધી હું એનું મોહોડું જોનાર નથી.

**સાકેર**–તેમજ જ્યાં સુધી પેલો મુવો ઝેરી નાગ, એમનો સાથી લોભીદાસ મરે નહી ત્યાં સુધી ભોળાનાથનો લોભ અટકવાનો નથી.

[પ્રમાણરાય આવેછે.

**પ્રમાણરાય**–બા સાહેબ, લોભીદાસ આવ્યાછે અને આપને મળવા પુચ્છે છે.

**પ્રેમકુંવર**–તું જાણેછે ભાઈ, આવી રાત્રીની વેળાએ મારા પતિની ગેરહાજરીમાં હું પરાયા પુરૂષને મળતી નથી. પણ રેહે વિશ્વાસુ પ્રમાણરાય, આ પત્રિકા મારા શોભાગચંદ કાકાની છે તે ભોળાનાથ અંહી નથી તેટલી વારમાં ટપાલમાં નાખી આવ.

**પ્રમાણરાય**–(સાકેરને) દીઠા કે આ દસ્તાવેજો એ તો બાઈને દેખડાવવાને મારી છાતી ચાલતી નથી. કેટલાં બધાં પ્રસિદ્ધ પત્રો, સમન, વારંટો ! શેઠ જો આજે રૂપેયા નહી ભરશે તો એક માગનાર આજેજ જપતી——(બારણું ઠોકાયછે.)

**પ્રેમકુંવર**–શું છે પ્રમાણરાય ?

**પ્રમાણરાય**–(બારીએ) એ તો શેઠ. લોભીદાસને પાછો વાળી અહીંજ પ્રયાણ કરે છે.

**સાકેર**–બહુ ક્રોધયુક્ત દીસે છે.

**પ્રેમકુંવર**–ભગવાન ! રખે કાંઈ નવું સંકટ પડવાનું હોય.

[ભોળાનાથ આવેછે.

**ભોળાનાથ**-કેમ પ્રેમકુંવર, તારૂં કાંઇ આવી બન્યું છે કે મારા પ્રિય સાચા, સહાયકારી અને સલાહકારી મીત્ર લોભીદાસને તેં દ્વાર બાહેર ઓટી કરયો ?

**પ્રેમકુંવર**-પ્રિય પતિ, આવી વેળાએ આપની ગેરહાજરીમાં પર પુરૂષને મળવાનો મારો ચાલ નથી.

**ભોળાનાથ**-ચાલ નથી! કેહેની કે લોભીદાસ મારો મિત્ર થાય છે માટે તું તેની શત્રુ થઇ લાગી છે. (પ્રમાણરાયને) કેમ રે નીચ માણસ, તું મારો દાસ થઇ મારી અવગણના કેમ કરો ? ફરી જો તું મારા મિત્ર લોભીદાસનું અપમાન કરીશ તો આ ઘરની બાહેર જઇશ.

**પ્રમાણરાય**-કાહાડી મેલો ; મને પણ કાહાડી મેલો. તમારા પિતાનો હું દાસ, તમને મેં રમાડેલા ; મારા ખોળામાં તમારા પિતાએ પ્રાણ મૂકેલો.—

**ભોળાનાથ**-ચુપ! કનિષ્ટ કિડા! બંધ કર તારી જીભલી.

**પ્રેમકુંવર**-પ્રમાણરાય (ચુપ રેહેવાની ઇસારત કરે છે.)

**ભોળાનાથ**-(સાકેરને) કેમરે શંખણી ? તું અહીં શું કરે છે ?

**સાકેર**-બાઇની સેવામાં છું.

**ભોળાનાથ**-તું દાસી પુત્રીની સેવા હમણાં નથી જોઇતી. નીકલ.

**પ્રમાણરાય**-આ મોહોકાણના સમાચાર લ્યો. (કાગળો આપે છે.) આ માગનાર તો આજનો આજ જપ્તી———

**ભોળાનાથ**-બસ! બેહુ જણ કાલું કરો અહીંથી (કાગળોનો ડુચો કરે છે તથા પ્રમાણરાય અને સાકરને મારી કાહાડે છે. તેમના જવા પછી માંચી ઉપર ઢળી પડે ને રડતો) પ્રેમકુંવર હું મુવો છું. હું ડુબ્યો છું!

**પ્રેમકુંવર**-હે પ્રાણનાથ આજે પળો વિકળ થઇ કેમ આવ્યા છો ? મારા પ્રાણના પ્રાણ શું દુઃખ છે ? (રડે છે.)

**ભોળાનાથ**-ભાગ્ય આજે વિપરીત શત્રુ થઈ લાગ્યું છે. આજના જેવો હું કદી હારયો નથી. અરેરે! હવે શું થશે ?

**પ્રેમકુંવર**-ત્યારે શા માટે એવા સર્વજીત ભાગ્યને જીતવાને અસમ યુદ્ધ કરો છો ? પતિ દ્યુત રમવું છોડી દયો અને————

**ભોળાનાથ**-બસ! બંધ કર તારા બોધને. હું તારા જેવી દાસીને મુખથી નીતિના પાઠ શીખવા નથી આવ્યો. જો સાંભળ આજે જેમ અવળો પાસો પડયો છે તેમ સવળો પણ પડત અને એવા સવળા પાસાના સુખનો સ્વાદ તેં ઘણો ચાખ્યો છે. આ ઘર, આ રાચરચીલું, આ શોભાય-

માન સર સામન સર્વ કહી આપે છે કે મારા પાસા સદા અવળા પડયા નથી. ઊદયાસ્ત ને અસ્તોદય ચાલુ રહે છે. જે ઉદય થાય છે તે અસ્ત પામે છે, અસ્ત પામેલાનો પાછો ઉદય થાય છે. કાલે ભાગ્ય પાછું ખોલશે પણ તેને માટે પૈસા જોઇએ છે.

**પ્રેમકુંવર**–પૈસા !

**ભોળાનાથ**–હા પૈસા. આજે ગમેબધડી જોઇએ છે. તે લાવી આપ નહી તો મારો નાશ નકી જાણ.

**પ્રેમકુંવર**–પૈસા મારી પાસે કાંઈ નથી. આ ઘરનો સામાન રહ્યો છે.

**ભોળાનાથ**–નહીં એ સામાન ઊપરતો ટાંચ લાગી ચુકી છે.

**પ્રેમકુંવર**–અરે ! ત્યારે તો હવે આપણી પાસે આ જગતમાં બીજુ કશું રહ્યું નથી.

**ભોળાનાથ**–હું ફરીથી કહું છું કે મારે પૈસા જોઇએછે તે તું આપ.

**પ્રેમકુંવર**–હું કયાંથી લાવું ?

**ભોળાનાથ**–તારી પાસે છે તે આપ.

**પ્રેમકુંવર**–તે તમારા નથી.

**ભોળાનાથ**–તારા પોતાના છે તે આપ.

**પ્રેમકુંવર**–તે પૈસા મારા પણ નથી.

**ભોળાનાથ**–આપણા પુત્રના છે. પ્રાણજીવનના છે તે આપ.

**પ્રેમકુંવર**–તે આપવાની મને સત્તા નથી પ્રિય પતિ.

**ભોળાનાથ**–સત્તા તો છે પણ ખુશી નથી. જે પૈસા તું પ્રાણજીવનના કેહે છે તે તારાજ છે, તારા કાકાં શોભાગચંદના આપેલા છે તે આપવા તારો જીવ ચાલતો નથી પણ તે નહી આપશે તો તારો જીવ લઇશ. (તેનો ટોટો પકડે છે.)

**પ્રેમકુંવર**–અરે ! હે ! નાથ ! મારૂં સાંભળો.

**ભોળાનાથ**–તું નથી સાંભલતો તો હું શું સાંભલું ?

**પ્રેમકુંવર**–પ્રાણપતિ એ પૈસા તો મારા કાકા શોભાગચંદ પાસે છે.

**ભોળાનાથ**–હા ! એ દુષ્ટ તારો કાકો મને નડે છે. તે મને આ પૈસા આપતાં તને અટકાવે છે. નહીંતો તું આપત. પણ પેહેલાં તારો ને પછી તેનો પ્રાણ લઇશ. (પાછી પકડે છે.)

**પ્રેમકુંવર**–હે ભોળાનાથ ! હે ધ્યુતના દુષ્ટ ભોગ, આ તારી શી વલે ! હે નાથ ! હજી પણ સમજો. તમારે શું દુઃખ છે? તો લોભ શા માટે કરવો ?

તમારા પિતાની પુંજી તમે ઓઢી દીધી પણ મારા પિતા સમાન કાકાની પુંજી હજી બચીછે. તેઓ આપણું પાળણ કરે છે તે બસ છે. માટે હજી પણ આ પાપી ચડસ મુકી દયો એટલું હું કરગરીને, પાય પડી, રડી, સપત દઇ તમારી ખાતર, તમારા પુત્રની ખાતર જાચું છું.

**ભોળાનાથ**–છટ! ઠાલી સીર પટકે છે. આ સુધાં એવાં તો એક સો ભાષણ તેં કીધાં પણ તેથી શું થયું? આ એક દુર્ગંમ્ય ગામડું, આ દરિદ્ર ઝુપડું અને તારા કાકાનું કંગાળ વૈષોશણ એટલા ઉપર તું મને રાજી રાખવા માંગે છે. પણ, ના. મારે દ્રવ્ય, ખાનપાન, ગાડી ઘોડા, એશ આરામ, વૈભવના અનેક વિનોદ વિલાસમાં મોજ મજા મારવી જોઇએ. એ સર્વેનો એક વાર હું ધણી હતો માટે ફરી હું તેનો ધણી થઇશ. તારા કાકાએ તારા પુત્રના નામના ચાર હજાર રૂપૈઆ આપેલા છે તે આજ આ ઘડીએ અને કાલેજ તે બમણાં થશે.

**પ્રેમકુંવર**–અરે! હવે! પુત્રની માયાપુંજી પણ ઓવા માંગો છો?

**ભોળાનાથ**–એ પૈસાથી આવતી કાલે તો———

**પ્રેમકુંવર**–પુત્ર ભીખ માંગશે. ઓ! આવતી કાલે તો તે ભાખરીને માટે ટળવળશે.

**ભોળાનાથ**–પ્રેમકુંવર, જો સમજ. હું શું તારો પતિ, તારો ધણી નથી? મારી આગ્નાનું તું ઉલંગન કરે છે.—

**પ્રેમકુંવર**–મારા પ્રાણની આગ્ના કરો અને તે મારે માન્ય છે. પણ પુત્ર પ્રાણજીવનની દરિદ્રતા હું હાથે કરીને નહીં આપું. મને મારી નાંખો અને પછી એ એકના એક, બૃહસ્પતિની બુદ્ધિના, શ્રી કૃષ્ણની પ્રભાના, ઇંદ્રજીત જેવા સુભાગ્યશાળી કુંવરનો નાશ મારી પીઠ પાછળ ગમે એવો કરજો, પણ તે અગાઉ આ મારા નીરભરયાં નેત્રોને ફોડી નાંખો.

**ભોળાનાથ**–પ્રેમકુંવર, તું તારા પુત્રના પ્રેમ માટે તેના પિતાનો દેશવટો ઇચ્છે છે?

**પ્રેમકુંવર**–પિતાનો દેશવટો! એ શું બોલો છો?

**ભોળાનાથ**–હા. (રડીને) પ્રેમકુંવર મારે દેશનીકાળ થવાનો સમો ઢુંકડો આવ્યોછે. અત્યાર લગી એ ગુપ્ત વાત મેં તારાથી છુપાવી; પણ તું જરૂર પાડે છે તો કહું છું કે ભાગ્યના આડા અવળા ઘા થવાથી જ્યારે બીજો કશો માર્ગ રહ્યો નહીં ત્યારે મેં ખોટી હુંડીઓ બનાવીને વેચી છે અને જો તેના નાણાં ભરી તે હુંડીઓ આજને આજ પાછી સ્વાધિન કરી નહીં લઇશ તો આવતી કાલે તે પાકશે, આ તરકટ પકડાશે અને મને તું સદા

સદાનો ઓઢી બેસીશ. પ્રિયા, જો આ લેખ. એ લેખ તારા ચાર હજાર રૂપૈઆ મારે સવાધિન કરવાનો છે. (લેખ આપે છે) તે ઉપર તારી સહી કર નહીંતો આ ઘડી આ ઘડીઆ અજ્ઞાતને મારાથી ખંડીત કરશે.

**પ્રેમકુંવર**–નહીં, નહીં, હે પ્રાણનાથ! હું તમને દેશ નિકાળ થવા તો નહીં દઉં.

**ભોળાનાથ**–ત્યારે તું સહી કરે છે ?

**પ્રેમકુંવર**–હા. આપને અપકીર્તિમાંથી ઊગારવા એ પણ મારા પુત્રને બચાવવા બરાબર છે.

**ભોળાનાથ**–(સ્વગત) હા ! અંતે પીગળીછે કેવી સહી કરી આપી ?

**પ્રેમકુંવર**–લ્યો આ લેખ અને અપરાધના જેબી પુરાવા હોય તેમનો નાશ કરો.

**ભોળાનાથ**–હે ! મારા સુખના આધાર ! મારા પ્રાણના પ્રાણ ! આ તારા આભારનો બદલો હું કેમ વાળીશ ?

**પ્રેમકુંવર**–હું બદલો એટલોજ માંગુંછું કે દ્યુત રમવું છોડી દયો. આ પાપી જુગારનું મોંહ કાળું કરો.

**ભોળાનાથ**–મારે કબુલ છે. હું જુગારને એકદમ તજી દઇશ.

ગાયન. (ઝીંઝોટિ, ઠુમરી.)

**પ્રેમકુંવર**– પ્રાણ દેઊં રે, પ્રાણ દેઊં રે
પ્રાણનાથ પરમ રે—
હું તમારી વણ મુલની દાસી—પ્રાણ.
તજો દ્યુતની રમત કહું હીતનાં વચન
માનો વાત કહું જે ખાસી—પ્રાણ.

**ભોળાનાથ**–પ્રમાણરાય, આપણા રંગ મહાલને સણગારી સજ્જ રાખ. આજે મોટો ઓચ્છવ કરવોછે. મેં જમણવાર કરીછે ને ઘણા પરોણાને બોલાવ્યા છે.

**પ્રમાણરાય**–(સ્વગત) માંગનારાઓ રડે છે ને ભાઇ ખાના પીના ચલાવે છે.

[જાયછે.

**પ્રેમકુંવર**–પ્રિય પતિ, એ શું કહોછો? આવા દુકાળિયા દિવાળિયાપણામાં જમણવાર કેવી.

**ભોળાનાથ**–તું નહી સમજે પ્રિયા. આપણી આ દરીદ્રતા ગુપ્ત રાખવી ઘટે છે. આપણી ખરી સ્થિતી લોકોએ જાણવી ન જોઇએ. બાહાર ભભકો

રાખવા મેં આ બેઠક કરીછે. તારે ખર્ચની ફિકર નહીં કરવી. એક પળમાં સોનાનો ઢગલો આવી પડશે. તું પણ સિંગાર, અને ઠાઠમાઠથી શણગાર સજી. હું હવે જાઉ છું. થોડી વારમાં પાછો ફરીશ તેટલે———

**પ્રેમકુંવર**–પણ પેલી ખોટી હુંડીઓનો ખ્યાલ કરો.

**ભોળાનાથ**–ઓહો! તેતો છેક કાલે પાકશે. તેને તો ઘણીવાર છે. (જતાં જતાં સ્વગત) પેહેલાં તો આ ચાર હજાર મળ્યા છે, તે દાવમાં મુકીને બેવડા કરીશ કેમકે એ ચાર હજાર બસ નથી. લોભોદાસ બાહેર ઉભો છે. ધસ્યો જાઉ તેની પાસે અને ફરી દ્રવ્યવાન થવાનો દાવ માંડું (મોટેથી) પ્રિયા, બેઠકની તૈયારી રાખજે. [જાયછે.

**પ્રેમકુંવર**–રે! શિવ! શિવ! મેં આ શું કીધું? પુત્ર પ્રાણજીવન પોઢેલો છે, મીઠી નીદ્રા કાહાડે છે! નિર્દોશ જીવ! તું પરમપ્રાણની પુંજીનો તારી માતાએ ભોગ આપ્યો છે તે તું શું સમજે? (રડે છે.) [સાકેર આવેછે.

**સાકેર**–વળી શું થયું બા સાહેબ? શેઠ તો હમણા હરખે નાચતાને કુદતા ગયા ને આપ જેવાને તેવાં રડો છો.

**પ્રેમકુંવર**–સાકેર, મારા પુત્રનો નાશ મેં લખી આપ્યો છે. ઓ! મેં તેને ભિખારી કરચો છે.

**સાકેર**–ડરો નહી. પ્રભુ એ સકુમારને માથે તમ માબાપની ઓથ આપી એનું કલ્યાણ કરશે. [પ્રમાણરાય આવેછે.

**પ્રમાણરાય**–બાઇ સાહેબ, અચબુચ આ વેલા આપના કાકા શોભાગચંદ આવ્યાછે. [શોભાગચંદ આવેછે.

**શોભાગચંદ**–પ્રેમકુંવર ?

**પ્રેમકુંવર**–(તેના ભણી દોડી જઇ) કૃપાલું કાકા, મારા પિતા (રડે છે) અરે! શોભાગચંદની સુભાગ્યવંતી સાહેતા કેવી વેલાસર મળી આવી! મુઇ હું, કાકા, હું તો જીવતી મરી ગઈ છું! (બહું રડે છે.)

**શોભાગચંદ**–સાવધ! પુત્રી, સાવધ થા!

**પ્રેમકુંવર**–અરે! હું મુઇતો મુઇ, પણ મારા પુત્રને પણ મેં માર્યો છે.

**શોભાગચંદ**–પ્રેમકુંવર, હું જોઉં છું કે હું જે ચીજથી બીહીતો હતો તેજ થયું છે. મેં તને પેહેલેથીજ એવા પાપી પતિનો પલ્લો મુકી દેવાની શિખામણ દીધી, પણ તેં નહી માન્યું તેથી મને ખેદ માત્ર નહી પણ ક્રોધ ઉપજે છે.

**પ્રેમકુંવર**–દયા! હે! દીનદયાળ દાતા મુજપર દયા કરો ! અરે! મારા ઉપર ક્રોધાયમાન થાઓ નહીં. અરે! તમ સિવાય મારૂં કોઇ રહ્યું નથી અને તમો પણ મને તજી જાઓ છો ?

**શોભાગચંદ**–ના. તને કોની ઓથે મૂકું ? નહીં, પ્રેમકુંવર, હું તો તને સામો સહાય થવા આવ્યોછું. તને તેડવાને આવ્યો છું. પુત્રી આનાકાની ના કર. આ પાપી પુરૂષ સાથેનો સંબંધ તોડી નાખી ચાલ પાછીતારે પિહરે.

**પ્રેમકુંવર**–નહી કદી નહીં, કાકા તમે મારા હૃદયની વેદના જાણતા નથી કે વધુ વેદનાની હૃદયભેદક વાત કોહો છો ? વિપત્તી અને વેદનાની આવી મહાવ્યથા વચ્ચે મારા પતિને શું હું તજી દઊં ? એ કેમ બને ? પિતાજી એ વાત ફરી ન ઓચરશો.

**શોભાગચંદ**–તને હાથે કરીને દુઃખ હોરવા ગમે છે ?

**પ્રેમકુંવર**–સુખ કે દુઃખ પડે પણ પતિની સમક્ષ તે વેઠી સકાશે. પતિના સુખ થકી પ્રભુનો હું પાડ માનત તેમ પતિના સૃજેલા દુઃખને શરણ થવું એ મારો તો ધર્મજછે. મરણ વિના બીજું કોઇ અમને છુટાં પાડી શકશે નહી.

**શોભાગચંદ**–ત્યારે હવે પુત્રી તું બીજી મારાથી શી ઇચ્છા રાખે છે ?

**પ્રેમકુવર**–પિતાજી હું માતા થઇ છું. આ જુવો મારી આંખોમાંથી વરસતો જળરૂપી પ્રવાહ! જુવો પેલો શાંત નિદ્રામાં પોઢેલો કોમળ ચિરંજીવ! ને કાંઇ દયા કરો !

**શોભાગચંદ**–પ્રેમકુંવર, ખુલ્લું બોલ હું શું કરૂં ?

**પ્રેમકુંવર**–મારી પાસ કાંઇ રહ્યું નથી. પ્રાણજીવનના પૈસા મારા પતિએ હમણાંજ પડાવી લીધાછે. અરે! હવે તેનું રક્ષણ કેમ થશે ? કોનાથી થશે ?

**શોભાગચંદ**–ડર ના પુત્રી. હું જીવતો છું ત્યાંસુધી પ્રાણજીવનને પીડા પડવા દઇશ નહી. એ સપુત તારૂં સુભાગ્ય કરશે. એ ચપળ, બુદ્ધિમાન અને ઉદયોગી છે. દરબારમા મારી વગ છે તેથી રાજાજી સાથે વાત કરી મેં એને દરબારમાં રાખવાની વેતરણ કરીછે.

**પ્રેમકુંવર**–(તેને ભેટીને) મારા માયાળુ, માનવંત મુરબ્બી.

**શોભાગચંદ**–હાલ તરતતો પ્રાણજીવન દરબારમાં અમસ્થો બેસશે પણ ઉમરે વધતાંજ તે મહારાજની પ્રસન્નતા મેળવી પદવિએ વધતો જાશે અને તારા દુઃખથી રડતા દિવસોને એજ સકુમાર સુખથી હસતા કરશે.

[બારણેથી કોઇ ટકોરા મારે છે

**સાકેર**–બા સાહેબ ! બા સાહેબ ! શેઠ પાછા આવ્યાછે અને પાધ રાજ રંગમહાલયમાં બેઠકની તૈયારીઓ જોવા ગયાછે.

**પ્રેમકુંવર**– અરે ! હજી હું શણગાર સજી તૈયાર થઈ નથી તેથી મારો જીવ લેશે.

**શોભાગચંદ**–મારે પણ અહીં રેહેવું નથી. જેણે પોતાના લગ્નની વેળાએ મને પોતાના ઘરની બાહાર કાહાડયો તેના ઉપર હું મારી દૃષ્ટિ પાડવા ચાહતો નથી.

**સાકેર**–અરે ! સાહેબ તમારાથી જવાશે નહી. તમે જશો તો તમને સામાં મળશે.

**પ્રેમકુંવર**–ત્યારે તો પ્રિય કાકા તમે અંહીજ ઊભા રેહો.

**શોભાગચંદ**–કદી નહીં, હું એ અધમ પુરૂષનું મોહોડું જોવા માંગતો નથી.

**સાકેર**–બા સાહેબ, કાકા આ ઓરડામાં જાય—

**શોભાગચંદ**–અહીં ? આ ઓરડો—

**પ્રેમકુંવર**–મારો છે.

**શોભાગચંદ**–અરે તારો તો તારો; જેની હાજરી મને ત્રાસ ઉપજાવે છે તેનાથી આઘે જવા એ ઓરડામાં ભરાવાનું પસંદ હું કરીશ.

[એક ઓરડામાં જાયછે. ભોળાનાથ પ્રમાણરાય સાથે આવે છે.

**ભોળાનાથ**–કયાં છે ? હે ઠગારા મારી આજ્ઞા તેં કયાં પાળી છે ? બેઠકની સર્વ સજાઇ જેમની તેમ પડી છે.

**પ્રાણરાય**–તૈયાર છે. સઘળું સજ્જ છે.

**ભોળાનાથ**–ખુબ છે. જા સત્વર. સર્વ વ્યવસ્થા પરિપૂર્ણ કર. બેઠકનાં શણગાર કે શોભામાં લેશ ખામી ન રાખતો. પૈસાની કરકસર ન કરતો. ગમે એટલો ખર્ચ કરજે.

**પ્રમાણરાય**–જી સાહેબ. [જાયછે.

**પ્રેમકુંવર**–પ્રિય પતિ, પેલી ખોટી હુંડીઓ પાછી લીધી કે ?

**ભોળાનાથ**–કેમ પ્રેમકુંવર ? હજી તેં આભુષણ પેહેર્યાં નથી ? તું પણ આજના મારા યોજેલા રંગનો ભંગ કરે છે ? જા હજી પણ જા ને શણગાર સજી.

**પ્રેમકુંવર**–હું જાઊં છું મારા જીવન; પણ પેલી હુંડીઓ વિષે મને બહુ ચિંતા થાયછે. તેમાંથી આપ પાપ મુક્ત થયાછો કે નહીં ?

**ભોળાનાથ**–હવે તું મને ચીડ ચહડાવે છે! આનંદની વેળા તું એ દુષ્ટ વાતોનું અશુભસુચક સ્મરણ કાં કરાવે છે? જા: સર્વ સંકટને વિસારી મેલ અને આજના રંગ વાદ્યમાં તારા મધુર સ્વરનો ઉમેરો કર. આજે ખાન પાનને નાચ રંગમાં મારા નોતરેલા મિત્રો સાથ મોજમાં વેળા ગાળીશું.

**પ્રેમકુંવર**–ધીરે, મારા નાથ હળવે બોલો.

**ભોળાનાથ**–કાં કોનો ડર છે? પણ પ્રેમકુંવર તું ઘભરાય છે કેમ? તું પડખેના ઓરડા ભણી કેમ જોયા કરે છે?

**પ્રેમકુંવર**–હું? ઓરડાભણી? નહીં.

**ભોળાનાથ**–તું ગગળીને બોલેછે? ત્યાં કોઇ છે કે?

**પ્રેમકુંવર**–ક્યાં? ઓરડામાં? નહી કોઇ નહી.

**ભોળાનાથ**–તું ફીકી પડી છે. એનો કાંઈ પણ મર્મ છે. કેહે અંહી કોણ છુપાયલું છે? હું પકડી કાહાડું (ઓરડામાં જવા માંડેછે.)

**પ્રેમકુંવર**–નહી, હે નાથ! મારૂં સાંભળો! (તેને પકડી રાખેછે.)

**ભોળાનાથ**–અરે! પણ તું ધુજે છે? પ્રેમકુંવર તું જાણ કે જો તારા પતિવ્રતપણા વિષે કામાતુરપણાની એક ખાલી શંકા પણ મારા મનમાં ઉપજ થઇ તો મારો ક્રોધ પાર વિનાનાં વિઘ્નોમાં તને ડુબાડશે.

**પ્રેમકુંવર**–દયા! હે કરૂણાળ સ્વામી દયાને ખાતર અંહી ન જશો.

**ભોળાનાથ**–હું જવાનો. (તેનો હાથ તરછોડી જાય છે તેવામાં શોભાગ ચંદ બાહાર નીકળી આવે છે.)

**ભોળાનાથ**–શો અનર્થ! ઓહો શેઠ, સાહુકાર, તમે પવિત્ર માણસ થઇ અત્યારે, મોડી રાત્રે, એક સ્ત્રીના ઓરડામાં સંતાઈ રહયાછો?

**પ્રેમકુંવર**–ભોળાનાથ, તારી પ્રેમકુંવરના પ્રેમી પાળણહાર પિતાને રૂઠાડીશ નહી.

**શોભાગચંદ**–ડર નહી પુત્રી. હે! નીચ, કૃતઘ્ન, જુગારી, મારી ભત્રીજી પ્રેમકુંવરનું પંદર વર્ષ ઉપર જે દુષ્ટ ભવિષ્ય મેં વરતેલું હતું તે કેટલું ખરૂં પડયું છે તે જોવા હું અંહી આવ્યો છું. મેં દીઠું છે સર્વ, સર્વ ખરૂં પડયું છે. પ્રેમકુંવરનો પૂરો નાશ કરવાનું તારૂં વચન તેં પાલ્યું છે. મેં પણ એક વચન લીધું હતું અને તે એ કે તારૂં પાપી મોહ કદી જોવું નહીં. તે વચન પાળવા માટે તને મારી દ્રષ્ટિથી દુર રાખવા માટેજ તને આવતો સાંભળી હું આ ઓરડામાં ગયો, પણ તારી નિર્દોશ પ્રિયાના ઉપર તું વેહેમીની ઇર્ષા બળાત્કારમાં ફાટી નીકળતી જોઈ હું તે વચન ભુલી જઇ મારી આ

પુત્રીની સાહાયતા સારૂં દોડી આવ્યો છું. મારે વધારે કેહેવું નથી. મારે આંહી બેસવું પણ નથી. (જવા માંડે છે.)

**પ્રેમકુંવર**–હે પતિ ! એમને આંહી રેહેવા કહો.

**શોભાગચંદ**–ના કદી નહીં. (બારણાં આગળ પ્રેમકુંવરને ભેટીને) પ્રેમ કુંવર આ છેલો આશિશ દઊં છું. દૈવતની દરિદ્રતાના હે ! કુળીન પણ કોમળ બાળા, તારા સંકટની સાંકળના ભારો ભાર તળે ડગમગશ નહીં. હે ! ધૈર્યવાન સકુમારી ! સંકટને સમય સ્મરણ રાખજે કે તું માતા થઇ છે અને તારે માથે સંભાળનો લેનાર એક પિતા પણ છે. (જાય છે—પ્રેમકુંવર રડે છે.)

**ભોળાનાથ**–હે સ્ત્રી ! તું મારી આ શી ફજેતી લઇ બેઠી છે ! તારી ખાતર આ ખોટા બોલ હું ખમી રહ્યો છું પણ તેનું તને ભારી દામ બેસશે. હું તને પ્રતિજ્ઞા આપું છું કે ફરી તારા એ કાકાનું તારે મોંહ ન જોવું.

**પ્રેમકુંવર**–તમારી આ લૂણહરામી તમો અને હું વચ્ચે વિયોગ કરાવશે. મારા કુળદિપક કાકા વિના આ જગતમાં મારૂં બીજું કોણ રહ્યું છે ? અરે ! જેનાં બાસડાંનો હાર કરી પેહેરીએ તે થોડું કેહેવાય તેવા મારા એકના એક દાતાને, તમારા રક્ષણહારને, તમારા પુત્રના પિતાનેજ તમે ત્યાગ કરાવો છો ? અરે ! હજી તો હમણાંજ પુત્ર પ્રાણજીવનને દરબારમાં નોકરીએ રખાવવાને એઓએ કબુલ્યું છે.

**ભોળાનાથ**–એ મને ધિક્કારે છે અને મને ધિક્કારવા તને પણ શિખવે છે. પણ ચુપ, સાવધ. કોઇ આવે છે. જા આંખ્યો લુછી નાંખ અને હજી પણ કાંઇ બન્યું ન હોય એમ રેહ. (લોભીદાસ આવે છે) આવો મિત્ર લોભીદાસ ભલે પધારયા.

**લોભીદાસ**–આગ્નાકિંત છું. બા સાહેબ આપનો દાસ છું. (પ્રેમકુંવર ધિક્કારથી મોંહ ફેરવે છે.)

**ભોળાનાથ**–(પ્રેમકુંવરને સ્વગત) કેમ પાપિણી તું નથી સુધરવાની ? (મોટેથી) લોભીદાસ, આજની મેજલસમાં મારી પ્રિયા સર્વ પરોણાની આગતા સ્વાગતા કરશે.

**પ્રેમકુંવર**–આપની દાસી છું. મારી રડતી આંખ્યોને હું ઢાંકીશ અને હસતે મૂખે આપના સેવામાં રહીશ. (ભોળાનાથને સ્વગત) પ્રાણનાથ પેલી ખોટી હુંડીઓ વિસરશો નહીં. (જાય છે.)

**ભોળાનાથ**–કેમ લોભીદાસ, રાત્રે કેટલું જીત્યા ?

**લોભીદાસ**–ના ભાઇ મેં તો એક હજાર ખોયા. તારે કેમ ?

**ભોળાનાથ**–હું તો બે હજાર જીત્યો, પણ તેમાં શું વળ્યું ? હું ધારતો હતો કે તું જીતીશ તો તેમાંથી પેલી ખોટી હુંડીઓ પડાવી લઇશ. એ મને બહુ ત્રાસ ઉપજાવે છે. તે બહાર જવા દેવી નહી જોઇએ હો ! પણ કેવી સંકડામણ ! તું જીતવાને બદલે હાર્યો છે તો હવે આપણે એ હુંડીઓ કેમ લઇશું ?

**લોભીદાસ**–પણ ભોળાભાઈ, એ હુંડીઓને માટે તો તું તારી પ્રિયાના પૈસા લાવનાર હતો.

**ભોળાનાથ**–હા, ને તે મને મળ્યા છે પણ એમાંથી આજના નાચના ખર્ચમાં પાંનસો રૂપૈઆ પેશી જશે.

**લોભીદાસ**–અને બાકીના રૂપૈઆમાંથી પેલી ખોટી હુંડીઓ લઇશું.

**ભોળાનાથ**–ને પછી શું કરશું ? એમ તો આ મારી પ્રિયાના પૈસા આજે આવ્યા ને કાલે પુરા થશે અને પછી કામ કયા ચુલામાંથી ચલાવીશું ? આ ચાર હજાર રૂપૈઆ ખોટી હુંડીમાંથી પાપમૂક્ત થવાને પ્રેમકુંવરે આપ્યા છે ખરા. પણ એ પૈસો પૈસાને વધારે નહીં ત્યાં સુધી એ પૈસા ઓહોલા ન જોઇએ.

**લોભીદાસ**–અરે! ત્યારે તો ઠીક છે, એ ચારે ચાર હજાર આજે આપણે દાવમાં મેલીશું. આજે વાડીમાં જુગાર જબરો ચાલશે, કેમકે દિવાનનો દીકરો આજે નવો બોલલું સપડાયો છે તને પણ તેડ્યો છે હો ! રાતના દશ વાગતામાં જવું છે.

**ભોળાનાથ**–પણ મારે ત્યાં નાચ છે અને પરોણાઓને નોતર્યા છે તેનું શું કરશું ?

**લોભીદાસ**–તારી પ્રેમકુંવર પરોણાને સંભાળી લેશે. દસ વાગ્યા સુધી તો આપણે છૈયે પછી કામને બહાને છટકી જઇશું.

**ભોળાનાથ**–ઠીક ઠીક; પ્રેમકુંવરના પવિત્ર હાથે મળેલા આ ચાર હજારના આજે ચોગણાં કરીશું. આપણ બેઉ છુટા રમીશું કે બેઉ સાથે જીતીએ અને ઉતાવળા કમાઇએ.

**લોભીદાસ**–ત્યારે આપણે આગમજથી વેંહેંચી લેવા જોઇએ.

**ભોળાનાથ**–હા બે હજાર, તું લેજે અને બે હજાર હું રાખુંછું. આજે રાતના બાર વાગતામાં તો બેના ચાર થશે અને ચારના ચાળીસનો ધણી થતાં વાર લાગશે નહી.

**લોભીદાસ** }
**ભોળાનાથ** } જય ! જય ! જુગાર તારો જગતમાં જય થાઓ !

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–એક શણગારેલું ભભકાદાર દિવાનખાનું.

[નાચની બેઠક. વેશ્યાનો નાચ ચાલેછે. ઘણાક પરચુરણ ન્યાત વાળા પરોણાઓ ભાતભાતના પોશાક પેહેરી આવ્યા છે. ખાન પાન ચાલેછે. ભોળાનાથ અને લોભીદાસને પ્રમાણરાય ખાન પાન પીરસેછે. પ્રેમકુંવર અને સાકેર સુંદર કપડાં પેહેરી કામકાજના ફેરા આંટા ખાયછે.

ગાયન.

(ગજલ–જીંજોટિ.)

**રામજનીઓ–** જર હોવે તો હર કોઈ હોવે યાર ઉસિકા,
દીન મોફલેસીમે ન કોઈ દિલદાર કીસિકા—જર.
જંજીર ભલી તોક ભલી મોતભી નહીં આતા,
પર હક ના રખે કીસીકું ગીરફતાર કીસિકા—જર.

**લોભીદાસ**–વાહવા ! વાહવા ! ઉસ્તાદજી ખુબ બજાવી. કેમ ભાઇ ભોળાનાથ ?

**ભોળાનાથ**–અરે, બહું ઉમદા ને મધુર ગાણું ગાયું.

**એક પહેરોણો**–આજની આ મોજ ભોળાનાથ તમારી દોલતે કરીએ છેયે. કેમ બરફીદાસ !

**બરફીદાસ**–સત્ય છે પણ ભાઇઓ રંગ સાથ રાગ અને રાગ સાથ રંગ જોડાયલો છે. આપણે રાગ લીધો છે પણ રંગ લીધો નથી માટે—

**લોભીદાસ**–બરફીદાસને બરફી વિના કેમ ચાલશે ?

**ભોળાનાથ**–પુત્ર પ્રાણજીવન, તમારાં માજીને કહીએ કે બરફીની થાલીઓ આણી મેર મોકલો તો ?

[વેશ્યાઓ ગાયછે તેટલામાં પ્રેમકુંવર દાસ લોકોના હાથમાં બરફીની થાલીઓ મોકલેછે તથા પોતે વ્યવસ્થા ચલાવેછે.

**પ્રેમકુંવર**–આણી મેર લઇ જાઓ, પેલી મેરથી તમે ફરી વળો.

**બરફીદાસ**–શેઠાણી, એક થાળ અંહી મોકલજો. પેટ પ્રમાણે ભેટ જોઇએ.

**પ્રેમકુંવર**–દેયોજી આપ પેટ ભરીને જમજો. (એક થાળ લાવી આપેછે.)

**બરફીદાસ**–ખમાં, માતા. બરફ જેવી આ બરફી બગફ જેવા આપના સફેદ અને સ્વચ્છ હાથે મળી છે તો તેથી ખાવાની રૂચી બમણી વધે છે.

**લોભીદાસ**–કેમ ભાઈ બરફીદાસ હવે રાગમાં રંગ વધ્યો છે કે ?

**બરફીદાસ**–ભાઈ તું તો મુર્ખો છે. સફેદ બરફ અને સફેદ બરફીથી રંગ કેમ મળે ? રંગને માટે તો કાંઇ રંગીન પદાર્થ જોઇએ.

**ભોળાનાથ**–આ મધુરીના રાગમાં મદિરાનો રંગ લાગુ પડશે. પ્રમાણરાય, તે મંગાવો.

**પ્રમાણરાય**– શેઠ. આપ શું કરો છો ?

**લોભીદાસ**–શેઠાણીથી છુપયો લાવની. છુપયા પીશું. લોટામાં પીશું કે કોઇ સમજે કે દુધ છે. [પ્રમાણરાય મદિરાના શીશા લાવેછે.

**બરફીદાસ**–હં હં ! હવે તે આ મિષ્ટાન ગળે ઊતરશે અને રાગમાં રંગ પણ ચહડશે. ગળાંનો માર્ગ સાંકડો પડયો તેમાં સઘળુંજ ગલ્યું ગલ્યુ ને ધ્રાકું ધ્રાકું જાય કેમ ? તેને આ સીસો નરમ બનાવી પીગળાવીને ગળામાં ઉતારશે અને પછવાડેથી ધોતમાર પ્રવાહ ધોઇ પણ કાહાડશે.

**ભોળાનાથ**–મિત્ર બરફીદાસ, આજ કાંઈ સીસાના રંગમાં બહુ ઊતરયા છો ?

**બરફીદાસ**–સાહેબ, લોભીદાસ આપને સિસામાં ઉતારે તે કરતાં હું સસાને ગળામાં ઉતારૂં એ ભલું કેની ?

ગાયણ.

(ગજલ કલ્યાણની.)

**રામજનીઓ**– તફરકા એસા બી હોતા હયે. ગુલનદામ કંઇ
મએ કંઇ શિસા કંઈ, શાકી કંઈ, જામ કંઇ—**તફરકા.**
દીલકી બેતાબી મુજે ડરને ના દેતી પ્યારે
દીન કંઇ, રાત કંઇ, સુબો કંઇ શામ કંઇ—તફરકા.

[પરોણાઓ ગાયન સાથ ખાનપાન ચલાવેછે તે વેળાએ ઘંડિયાળમાં દસ વાગે છે ને લોભીદાસ ભોળાનાથને બાજુએ લેઇ જઇ–

**લોભીદાસ**–ભોળાનાથ, દસ વાગ્યા છે. બહુત અખાડાની વેળા વીતી જશે વેહેલા ચાલો.

**ભોળાનાથ**–જરા થોભ ભાઈ પરોણાઓને મુકી જતાં શંકા ઉપજેછે.

**લોભીદાસ**-પણ જુગારવાડીમાં નવા પરોણાઓને મળવું છે તે ? દિવાનના દીકરા સાથ આજ દાવ માંડવો છે ચાલો.

**ભોળાનાથ**-જરા ઊભો રહે મિત્ર. પ્રિય પ્રેમકુંવર આજની તારી આગતા સ્વાગતાથી સર્વ મિત્રો પ્રસન્ન થયાછે.

**લોભીદાસ**-આ તો વાતો કરેછે. હે ભાઇ પ્રેમકુંવરનાજ આપેલા ચાર હજાર ચોગણા કરવા સારૂં આપણે વેંહેંચી લીધાછે ચાલો.

**પ્રેમકુંવર**-પ્રાણનાથ આપની દાસી છું. પણ પેલી ખોટી હુંડીઓનું શું કીધું ?

**ભોળાનાથ**-તું ડર નહી પ્રિયા, તારા પૈસાથી મારો બચાવ થશે.

**લોભીદાસ**-બિચારી પ્રેમકુંવરને પણ સ્મરણ છે પણ આપ ભાન ભુલો છો. આજ સવારના કરાર પ્રમાણે પેલી ખોટી હુંડીઓને કેમ છોડાવશો ?

**ભોળાનાથ**-હા! હા! હવે આપણે થોભવું ન જોઇએ. પ્રેમકુંવર, મારે અગત્યના કારણસર જવું છે. હું થોડી વારમાં પાછો આવીશ. પરોણાઓની સેવા કરજે.

**લોભીદાસ**-હં હં હં ચાલો ! જવાની વેળા આવશે એટલે એઓ પોતાનીં મેળે ચાલ્યા જશે.

**પ્રેમકુંવર**-(હસીને) પ્રિય પતિ આપ ક્યાં પધારોછો ? શા કામે જાઓછો ?

**લોભીદાસ**-ચાલો ચાલો.

**ભોળાનાથ**-તે કેહેવાય એમ નથી પ્રિયા.

**પ્રેમકુંવર**-પણ મને ઠેકાણું તો કહી જાઓ.

**લોભીદાસ**-વેહેલા થાઓ.

**ભોળાનાથ**-તું કેહેછે શું ? હું ક્યાં જાઊં છું તેનું તારે શું ?

**પ્રેમકુંવર**-હે નાથ ! (અટકાવીને.)

**ભોળાનાથ**-પ્રિયા હમણાં આવું છું. (તરછોડીને લોભીદાસ સાથે જાયછે.)

**પ્રેમકુંવર**-આ કપટી લોભીદાસ મારા પતિને મારી સાથે એક પળવાર પણ ઠરીને બેસવા દેતો નથી.

[સાકેર ઉતાવલી આવી પ્રેમકુંવરના કાનમાં કેહેછે.

**સાકેર**-બાઇ બાઈ આપના કાકા સાહેબ આવ્યાછે.

**પ્રેમકુંવર**-વળી પાછા ? અને અત્યારે ? રાત્રિની વેળા ?

**સાકેર**-અતિઅંત અગત્યના કામ સારૂં આપને સત્વર મળવા ઇચ્છેછે.

**પ્રેમકુંવર**-ત્યારે અંહી તેડી કાં ન આણ્યા ?

**સાકેર**–અહીં આવવાને ના પાડેછે. એમને મેં આપના અંતરગૃહમાં બેસાડ્યાછે. આપ વેહેલા પધારો. હું પ્રાણજીવનને પોઢાડવા જાઉછું.
[ દોડી જાયછે.

**પ્રેમકુંવર**–ગઇ કાલેજ કાકા મારા પતિનું ભારે અપમાન ખમવા છતાં અને ક્રોધયુક્ત અમને તજી જવા છતાં એઓ આજે આવી કવેળા એ પાછા શા કારણે આવ્યા હશે? રખે કાંઇ નવી વિપત્તિથી મને વિદીત કરવા આવતા હોય! કદાચ મારા પુત્ર પ્રાણજીવનને દરબારે બેસાડવાની ગોઠવણ કરવા આવ્યા હશે. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

---

### સ્થળ-પ્રેમકુંવરનો સુવાનો ઓરડો.

[ એક બીછાનું. એક ઝાંખો દિવો બળેછે. અંદરનો રંગરાગ સંભળાયછે.

**શોભાગચંદ**-(એકલો) થઇ ચુક્યું! થઇ ચુક્યું! માંડી રંગરાગ ચાલે છે તે સત્વર બંધ પડશે અને જ્યાં ગાયન ગવાયછે ત્યાં સદ્યજ કળાપીટ ચાલુ થશે. આ કંગાળ મારા જમાઇએ ખોટી સહીની હુંડીઓ બનાવી તે વિષે આખી નગરીમાં શોરબકોર ઉઠ્યો છે અને તોપણ જ્યારે બેડી, બંદી અને ફાંસીનું લાકડું તેની વાટ જુવે છે ત્યારે એ બુદ્ધિહીન મુર્ખ હજી પોતાના બુરા ફંદમાં પડ્યો છે. ગરીબ પુત્રી પ્રેમકુંવર! એ આ નવો ઘા કેમ ખમશે? એ ફાટી નાહીં મરે?     [પ્રેમકુંવર આવેછે.

**પ્રેમકુંવર**–મારા કૃપાનાથ ભલે પધાર્યા. પુત્ર પ્રાણજીવનને પોઢાડી આવી છું. શી આગ્ના છે? હે તાત! આપ મુઝાઓ છો કેમ? કહી દયો વેહેલા.

**શોભાગચંદ**–હે દુર્ભાગ્ય! પ્રેમકુંવર તારો પતિ ક્યાં છે?

**પ્રેમકુંવર**–હું નથી જાણતી ક્યાં છે તે, પણ એમને શું છે?

**શોભાગચંદ**–તે અહિં નથી? હું ધારતો હતો કે આજ અહીં નાચરંગ છે તે જરૂર મળશે.

**પ્રેમકુંવર**–એ તો હમણાંજ આ લોભીદાસ સાથે કહિં ગયા છે.

**શોભાગચંદ**–અરે ! અરે ! કેવી દુઃખદાયક સંકડામણ ! હું તો ભોળાનાથને નસાડવા આવ્યોછું.

**પ્રેમકુંવર**–નસાડવા ? કેમ કેમ ? વળી શો ગજબ વીત્યો છે ?

**શોભાગચંદ**–વાત કરવાની વેળા નથી. જો આજે રાતો રાત એ નાસી નહીં જશે તો તમ સર્વનું નખોદ વળી જશે.

**પ્રેમકુંવર**–રે ! મારા પતિ ! હું ક્યાં શોધ કરૂં ! જતી વેળા મેં ધાર્યું-એ પુછ્યું પણ મને કંઈ કહ્યું પણ ન કહ્યું. [સાકેર પાછી આવેછે.

સા૦–બાઈ સાહેબ, શેઠ શોભાગચંદ તરફથી એક માણસ આવ્યો છે તે એકદમ આપને મળવા માગેછે.

**શોભાગચંદ**–બોલાવ તેને. (સાકેર જાયછે.) એ તો પેલો મિત્ર ડાહ્યાભાઇ છે. મેં તેને નગરીમાં ભાળ કહાડવા મોકલ્યોછે. તે સર્વ વર્તમાન લાવ્યો હશે.

[ડાહ્યાભાઈ થાકી ગયલો આવેછે અને આવતાંને વાર પલંગ ઉપર પાઘડી મૂકેછે.

**ડાહ્યાભાઈ**–ખમા બાઈ સાહેબ; પણ ઓહો ! શોભાગચંદ શેઠ તમે અહીં છો કે ?

**શોભાગચંદ**–હા ભાઇ વેહેલો કેહે શા સમાચાર છે ?

**ડાહ્યાભાઈ**–અતી માઠા ! ભોળાનાથને નસાડી મૂકો ! તેને બચાવવાની હમણાંજ ઘડી છે. તેને પકડવાનુ હુકમનામું નીકળ્યું છે અને સત્તાવાળાઓ તેને શોધેછે.

**પ્રેમકુંવર**–હું શું કરૂં એ ઘરમાં નથી. રે ! હું ક્યાં જઇશ ! પુત્ર પ્રાણજીવનનું શું થશે ? [રડતી અને દોડતી ફરેછે.

**શોભાગચંદ**–પ્રેમકુંવર તું આપણે ઘર ચાલ. તારો પુત્ર તે મારો પુત્ર છે. મારી ગાડી બહાર ઉભી થાયછે. પ્રાણજીવનને લઇને નાશી જા તું તારે પિહુરે, અને આ પાપીનો પલ્લો છોડી દે.

**પ્રેમકુંવર**–શું મારા પતિને તજું ? આવી વેળાએ તજું ? ના કદી નહીં. પતિના પેહેલા મારો પ્રાણ તજીશ. [પ્રમાણરાય દોડતો આવેછે.

**પ્રમાણરાય**–સાહેબ ! સાહેબ આ તે શી વાત ! નાચ બંધ પડ્યોછે, રંગ વાદ્ય ઉંધા વળ્યા છે, મેમાનો સર્વ ગડબડ કરતાં જતાં રહ્યાં છે, વાત ચાલી રહી છે કે શેઠને પકડવા માટે રાજનાં માણસો ફરી વલ્યાં છે.

**શોભાગચંદ**–ખરૂં છે ભાઈ અને તારા શેઠને નસાડવા સિવાય બીજો ઉપાય નથી. પ્રેમકુંવર, અમે તેનો ઉપાય કરીએ છૈયે તેમાં તારૂં કામ નથી. તેટલે તું તારા ઓરડો બંધ કરી તેમાંજ રેહેજે.

**પ્રેમકુંવર**—ઓ ! બચાવો ! કોઈ મારા ધણીને બચાવો !

**શોભાગચંદ**—ડર નહિ. ઇશ્વર કરશે તો તારે ખાતર તેને બચાવીશું. ડાહ્યાભાઇ, પ્રમાણરાય, તમે આ ઘર સાચવવા અંહીજ રહો. હું પડોસમાં તલાસ કરૂં છું.

[શોભાગચંદ એક રસ્તે, ડાહ્યાભાઇ તથા પ્રમાણરાય બીજે રસ્તે જાયછે.

**પ્રેમકુંવર**—(બારણું બંધ કરતાં રડતી) અંતે નાશ થયો ! નાશ ધનનો નામનો, કુળનો ! સર્વસ્વ નાશ પામ્યું. અને હું ભયભીત હાલતમાં લાલચોળ આંખોના ડોળા ફાડીને એમની વાટ જોતી બેઠી છું ત્યારે એઓ અધર્મના ગોઠીઆઓ સંગે પાપની મોજમાં પડ્યા હશે. હે ! દીનાનાથ ! હે જગદીશ ! હે દીનદયાળ દાતા ! આ મારાં સંકટનો અંત મારા પ્રાણના અંતથી કાં નથી આવતો !

[રડતી ચાલવા જતાં એક ખુણામાં મૂર્છાગત થઇ પડેછે. ભોળાનાથ જોરથી બારણું તોડી નાંખી આવેછે.

**ભોળાનાથ**—કોઇ નહીં મળે! સઘળું ચુપ ચુપાટ ! સ્મશાન ! બાહારથી અંહી કોઇનો સાદ સાંભળ્યો હતો પણ તે હોય કેમ ? ખચીત પ્રિય પ્રેમકુંવર મીઠી ઊંઘમાં પડી હશે. નિર્દોષ મધુરી મારા ઉપર શું શું વિત્યું છે તે વિશે કેવી અંજાણી ઊંઘેછે ! આજે પણ જુગારવાડીમાં હું હિન ભાગ્યે હાર્યો છું અને પ્રેમકુંવરના આપેલા પૈસા ખોઈ આવ્યોછું. નિરાશ થઇ ત્યાંથી આવતાં રાજના અમલદારો મારી પુઠે લાગેલા તેની અકસમાત ભાળ મળી અને હું બીજે માર્ગે નાસીને અંહી આવ્યો. લુચ્ચા લોભીદાસનો તો કાંઇ પતોજ મળ્યો નહીં. હાય હાય ! આ કેવું કઠિણ હૃદય, પુઠે પડેલું, સતાવનારૂં દુર્ભાગ્ય ! હવે તો નાસવા વિના બીજો રસ્તો નથી. નાસવુંજ, એકદમ, એકલાજ નાસવું જોઇએ. પણ નહી, મારી પ્રિયાને મુકીને કેમ જાઉં ! સંકટો સાહન કરવાની શક્તિમાં એતો દેવી છે. તેના દિલાસા ભર્યા ટેકા વિના હું સંકટો કેમ સહીશ ! આહા ! નીચ મારા સ્વભાવથી મેં એને ઘણી સતાવી છે, ઘણી પજવી છે, ઘણી રીબાવી છે, પણ એ મને સદા બાઝી રહીછે! તે મને સદા વાહાલી છે ! ખચિત પ્રેમકુંવરનો પ્રેમ મારા ઉપર જાગતોછે. હું જ્યાં લઇ જાઉં ત્યાં આવવાને એ ખુશી હશે. એને જાગૃત કરૂં. આ ત્રાસદાયક સંકટમાં એની સહાયતા લઊં. મારી સાથે એને લઇ નાસું. (બીછાના આગલ જાય છે અને ડાહ્યાભાઇની પાઘડી જોઇ) પણ અરે ! આ શું ! પાઘડી ! પુરૂષની પાગડી ! પ્રિયાના ઓરડામાં ! પ્રેમકુંવરનાં પલંગ ઉપર ! મધરાત્રિએ ! એ કોની છે ? મારી તો નથીજ. કોઇ પરપુરૂષ આવી ગયો છે !

ઓ ! મારૂં મગજ ઘુમે છે ! મારૂં હૃદય ફાટી જાય છે ! હા મને સાંભર્યું ! અંહી આવ્યો ત્યારે બારણું બંધ હતું, કોઇ બોલતા હતા. પણ હું આવ્યો ત્યારે તે બોલતા બંધ પડ્યાં. ઓ ! આ કેવી શોધ ! અને કેવી ઘડીએ ! નિર્ધનતાના સંકટમાં દુર્ગુણતાનું કેવું નવું સંકટ ! પણ ના ! બે હરામીનો બદલો લઇશ, બે વચનીનો પ્રાણ લઇશ અને જે ઉગ્રતાની આગ મારા અંતરને બાળે છે તે આગને તેમના લોહીથી બુઝાવીશ. હું એ રંડાને જગાડું. એ ક્યાં છે? પ્રેમકુંવર ! પાપિણી ! અરે ! એ તો અંહી સુતી છે ! ઠંડો! મુડદાળ ! મુર્છિત ! બેભાન ! મરતી પડી છે ! પ્રેમકુંવર ! પ્રેમકુંવર !

**પ્રેમકુંવર**–(જાગત થતાં ઘભરાટમાં વળગી પડીને) હે નાથ! ભોળાનાથ ! મારા ધણી !

**ભોળાનાથ**–આ શો છળ! હે શંખણી! તારા પતિવ્રતપણાની બડાઈ મારતી અને મારા અન્યાયને ધિક્કારતી તુંજ કે? નીચ ! જારીણી ! આ પાઘડી કોની છે ? (તેને છુરી મારે છે) મારા નાશની તક લઇ તારી અપવિત્રાઇને પરિપૂર્ણ કરી ! પણ તારા પ્રેમાશક્ત પ્યારાનો તારી સમક્ષ પ્રાણ લઇશ ! તે અંહીંજ હશે પણ જીવતો જશે નહી. (શોધતો ફરે છે.)

**પ્રેમકુંવર**–હે ! અભાગીઆ ! બુદ્ધિહીન ! હજી પણ નાસ ! જીવ બચાવ. (તેને વળગી પડે છે.)

**ભોળાનાથ**–(તેને તડછોડીને તોડી પાડતાં) તારો જીવ તને વહાલો હોય તો તું નાસ. (અંદર ધસી જાયછે ને ગડબડ સંભળાય છે.)

**ડાહ્યાભાઇ**–(અંદરથી) ભલા માણસ જરા સાંભળ.

**ભોળાનાથ**–(અંદરથી) ચંડાળ. હું નથી સાંભળવાનો. હું તારો જીવ લઇશ !

[ભોળાનાથ હાથમાં ખંજર સાથ ડાહ્યાભાઇને ઘસડી લાવેછે અને બહાર લાવતાંજ તેને મારી નાંખે છે. બીજી ગમથી શોભાગચંદ અને પ્રમાણરાય દોડી આવેછે.

**શોભાગચંદ**–હે! ઊંધી બુદ્ધિના! હજી પણ નાસ! પણ અરે આ શું કીધું!

[ડાહ્યાભાઇની વાહરે દોડી જાયછે.

**ભોળાનાથ**–પાપી ઉપર મારૂં વેર લીધું છે ! એ વ્યભિચારીનું મધરાત્રીએ મારા ઓરડામાં શું કામ હતું? (પ્રેમકુંવરને) ડાકણ ચાલ મારો સાથ.

[પ્રેમકુંવરને પકડીને ઘસડેછે. તે ઘણી ચીસ પાડીને મૂર્છાગત થઇ પડેછે. ઠાકોર અને પ્રાણજીવણ દોડી આવેછે. કલાપીટ ચાલેછે. પ્રાણજીવણને શોભાગચંદ એક બાજુએ લઇ પોતાની પડખે રાખેછે. ત્રાસદાયક કલ્પાંત વચ્ચે પડદો પડેછે

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-ભાઠાંના રસ્તા ઉપર ભીખાનું પીઠું.

[પીઠાંનો ચોક. તેમાં ખુરસી, બાંક, સાદડી, ટેબલ વગેરે. તાડીનાં ધડિયાં, દારૂના શિસા વગેરે.

**ભીખી**-(એકલી ચોખા વિણતી) એ હું થીયું હું? પીઠામાં ઘરાક કેમ નો મળે? પાહેની ધર્મશાળામાં મળકે ઓલ્યો ઉતારૂ આવેલો. તે વિના કોઈ મુવું કે જીવતું ચલ્લીઉં સું કે ચાં નો કરતાં! એ બધા ગામડિયા કિકા મુવેલા? પોત્યો મારો ભીઓએ કયાં ગયો? ઓએ આજીં ફરી હેરમાં ગયો તે ગયોજ ગયો! હો ભીખા, ભીખા હોત! ના જવાબ કે ના હવાલ! હોય તો ઊત્તર દે કેની! (બડીતાં બડીતાં) ઓ ભીખારે? ભીખા! હોયજ ક્યાંથી કે હાદ આપે? પણ હું એકલી બહુ બીહી મરૂં. (રડીને મોટે બૂમ મારે છે) ઓ! ભીખા! મારા ભીખા! ભીખા! આવને વેહેલો! (મોટે સાદે રડેછે) હે! હે! હે! હે!

**ભીખો**-(અંદરથી) હે ભીખી! ભીખી! હોત!

**ભીખી**-એ આવેલો! આવેલો! આવી લાગ્યો હો! ને હવે મને જીવ પણ આવેલો. (ભીખો આવેછે) અરે ચાલને પોટ્યા ભીખીયા હું કેવારની રડું ને!

**ભીખો**-મેર! ડાકણ! એમ હું મુવા પાછળ મારૂં પીઠું ચલાવવાની કે? રાંડ પાહેથી મને ખહવાજ નથી દેતી. હું તુંને ધરી બેહું ને તું મને ધરી બેહ. ઠીક ધંધો! ને પછી મરી જવા પછી બી ધરી બેહજે!

**ભીખી**-તો પેલો ભૂત બે વાર અંહી આવી ગયેલો તે?

**ભીખો**-કીયો ભૂત? ઓલ્યા ડુંગરાનાં ઝુંપડાવાળો? અહો! રાંડ તેને ભૂત હાનો કેહે? તેતો રાતો, માતો, પોહળો, ચોડળો, હપતો, ખપતો મારા ને તારા જેવો માણહ છે!

**ભીખી**-પણ ગામડિયા બધા તેને ભૂત કેહે તે? એ ભૂતના બેથા કુકિ હાંજના હાત વાગ્યા કે બારણાં ઠાંકીને ઘેસેલા મરાઇ બેહે. મુ-

વાને લીધે આપણી ઘરાકી તુટી ગયલી! પણ એની બૈરીતો હીરો છે હીરો! ને એક દહ વરહની પોરી છે, તે જાણે દુધ ને દહિત્રાં! નામ હું જો? (યાદ કરેછે) હં હં લછમી! લછમી!

**ભીખા**–તે તેં કેમ જાણ્યું?

**ભીખી**–તો હું નહીં જાણું કે? છક્કા આવ ભૂત હાંભળહે. કાલ બપોરે એ બહાર ભટકવા જયો કે હું એનાં ઝુંપડામાં એની બૈરી પાહે જઈ.

**ભીખા**–હં! તું બહુ જબરી. પછી?

**ભીખી**–મને કેહે, કોણ? બૈરી થતી, કે–કેહેતીના વરનું નામતો ભોળાનાથ છે ને તમે કહેતીના વરને ભૂત હાનો કેહેતા દેખું? એતો ભોળો ને ભલો છે.

**ભીખા**–ભોળાનાથ નહીં, બલાનાથ ઓહે.

**ભીખી**–પણ બાયડી તો એક અપહરા જોઈ લેવી. હું કહું! બિચારી બે દહાડાની ભુખી! એક હુકો રોટલોબી ખાવાનો ની મળે! મેં મારી પાહે પેહા ઉતા તે આપ્યા ત્યારે એ પેહાનું દુધ મંગાવીને અડધું પોતે પીધું ને અડધું પોરીને પાયલું.

**ભીખા**–જે ઓહે તે ખરૂં! પણ હવે તું બીહી ના. એ ભૂતનું પાપ કાલે પતવાનું.

**ભીખી**–કાલે? કેમ?

**ભીખા**–હમણાંજ મને પટેલ કેહેતો કે એને કાલે ઝુંપડામાંથી કાઢી મેલવાનો દેખું. હોવે!

**ભીખી**–પછી તો કોરો રખડી મરવાનો.

**ભીખા**–તેનું આપુણે હું?

**ભીખી**–પણ બિચારી પ્રેમકુંવરને લછમીનું હું થહે?

**ભીખા**–હું થાહે! જે હઉનો રાહ તે વહુનો રાહ.

**ભીખી**–પણ ભીખા આ તારા હાથમાં કાગજ હું? એ ખત કોનાં?

**ભીખા**–હમણાંજ એપીઓ મને રહતામાં આપી ગીએલો. આ એક તો તારૂં છે, તારા ગામથી આવેલું.

**ભીખી**–ને આ બીજું?

**ભીખા**–એતો આપણી પાહે રાખવાનું. એ ઊપર લખેલું કે વડોદરાનો કોઇ આંહી ઉતારૂં આવવાનો તે આવે ત્યારે તેને એ આપવાનું.

**ભીખી**–હં? ત્યારે તો હરકારી કામનું ઓહે. ઠાવકું મેલ નહીંતો મને આપ એ કાગ ' ' ઊંચો મુંકું.

**ભીખો**-આ મારા ખીહામાં મુકું. વડોદરાનો નાયક આવહે ત્યારે આપાહુ.     [ગામડિયાઓ ગાતા ગાતા આવેછે.

ગરબો.

હામળીયાને વિનતી કરીને, ઓધવ કેહેજો અરજીરે—ટેક.
દુધ યા દહીંના દામ તો દેજો, ખાઇ બેઠા છો કરજીરે— હાંમળીયાને.
ફાટી કામળી ફેંકી હાનો, નહીં મલ્યો હું દરજીરે— હાંમળીયાને.
હહી હુરતની કન્યા મોહી, વાહ કુબડીના વરજીરે— હાંમળીયાને.

૧ **ગામડિયો**-કેમ ભાઇ ભીખા, તાડી હોજી છે કે ?

**ભીખો**-હોજી, હોજી, આવી જઓ.     [ગામડિયા બેસેછે.

૨ **ગામડિયો**-ચહડાઊ તાડી હોય તો આણીફા મોકલજો.

**ભીખી**-લ્યો ભાઈ (એક તાડીનું હાલ્લું આપે છે.)

૩ **ગામડિયો**-ખુબ ચહડાઊ છે કે ?

**ભીખી**-ચહડાઊ તો એવી કે તમને ગગનપર ચહડાવી આપહે.

૧ **ગામડિયો**-લે ભાઇ લે. એ તો ગગન હું પણ ત્રણ લાકડાં લગન તને ચહડાવહે એવી ચહડાઊ તાડી અહીં મળેલી.

**ભીખી**-હં ! હં ! કેમ રએ બોલો ભાઇ. કાંઇ હારા હગન ઓચરો.

૧ **ગામડિયો**-હારા હગન તો એજ કે ભીખાને ભૂતે ભખી.

**ભીખો**-લ્યો જરા હેવ ગાંઠીયા વડે મોહડું હમારો.

૨ **ગામડિયો**-ભીખા, આ તારી હલામતી ! ભીખાને ભીખીનું જોડું કાયમ રેહે !

[સઘળાઓ ખાયછે તથા ભીખો ને ભીખી જાયછે. ભોળાનાથ અતી કંગાલ અવસ્થામાં પછવાડેથી આવેછે તેને દેખી થોડાક લોકો ખાતાં પીતાં ઊઠી જાયછે ને માંહો માંહે વાતો ચલાવે છે. એક ઠેકાણે લોકો બેઠેલા છે ત્યાં ખાલી જગ્યા જોઇ ભોળાનાથ બેસી જાય છે. તરત આસપાસથી સઘળા લોકો નાસી જાય છે. ભોળાનાથ વિચારમાં બેઠો બેઠો ખાનાં પીનાં તરફ આતુરતાથી જોયછે. ભીખી આવે છે.

**ભીખી**-હાય હાય! આ લોકો જરા ડરતા નથી તો! પોરાઓ લ્યો આ ગરમાં ગરમ ભજીઆં—(ભોળાનાથને જોઇને દઘાઈ જાય છે.)

**ગામડિયો**-ભીખીને ભૂતે ભખી રે ! ભીખી ને ભૂતે ભખી રે !

[સઘલા નાસી જયછે.

**ભીખી**–એ ક્યાંથી આવી મુવો ! (ભોળા આવી લાગે છે.) ભીખા ! ભીખા ! આમ આવ ! આમ આવ ! પેલો આવેલો ! ત્યાં ક્યાં મરે ? એની પાછે ન જા.

**ભીખો**–એ પાપને મારી કાઢવું જોઇએ.

**ભીખી**–અરે નહીં રે ભીખા. એ એને પાપે મરહે.

**ભીખો**–પણ જોની ઓલ્યા ઘરાકો નાહી ગયા તે. એને અહીં આવવાનું કારણ હું ? એને મારી લાખું.

**ભીખી**–નહીં તારે પગે લાગું એને જવા દે મને તો એની દયા લાગેલી જો એ હમણાં મરહે તેવો થઈ રહેલો.

**ભીખો**–પણ હમણાં મરવાનો છે તો અહીં મરવા આવેલો કે ? હું ભીખા ભાડેલાનું નામ બદનામ કરહે ? હું એને કહી આવું કે તારે મરવું હોય તો બાહાર જઇને મરી જા.

**ભીખી**–જો લાંબી વાત કરતો રખે હો !

**ભીખો**–હે ભાઇ ! કાકા ! ભોળાનાથ ! હું ભીખો આ પીઠાંવાળો છું.

**ભોળાનાથ**–હું આપને ઓળખું છું.

**ભીખી**–ને હું પણ ઓળખું તુને મુવા-ભૂત ! બવીહ !

**ભીખો**–રાખ રે ભીખી રાખ ! તું મને પુછવા દે !

**ભીખી**–પણ તું હું કામ આવેલો ? તું માગે હું ?

**ભોળાનાથ**–આ બાજઠ ઉપર બેસી જરા થાક ઉતારવા આવ્યો છું.

**ભીખી**–હો ! હો ! હો ! હો ! મારૂં પીઠું કાંઈ તકીયા બકીયા છે કે થાક ઉતારે ? મેહનત કરતાં કરતાં અમને થાક ચાહડે ને એ ઉતારવા આવેલો.

**ભીખો**–પણ તું બાજઠ ઉપર ક્યાં બેઠેલો ? તું તો આ હાદરો ઉપર મારા ઘરાકો વચે ઘુહી ગયેલો ?

**ભોળાનાથ**–ખાલી જગ્યા જોઇને મારાં ખાલી પેટે મને બેસાડી દીધો.

**ભીખો**–બેહાડી દીધો ? તું કાંઇ બગાડતો તો છે નહીં. કાંઇ તાડી બાડી તો લેતો નથી. અમારૂં ઘરાક નથી ને હાંમો મારા ઘરાકોને નહાડી મૂકે એ હું ?

**ભીખી**–એહું ? હહવે !

**ભોળાનાથ**–તમે શું મારા સરખા એક ગરીબ ગરજાઉને તમારા દ્વારથી હાંકી કાઢશો ?

**ભીખો**–હે ! આ તો વળી હતો થાય !

**ભીખી**–વારૂં પણ તું માગે હું ?

**ભોળાનાથ**–આજ ચાર દિવસ થયા મેં કે મારી સ્ત્રી છોકરીએ જીભ ઉપર અનનો એક દાણો નથી મુકયો. મને નાશિપાસ કાઢી ન મેળો. મને પાણીનો એક ઘુંટડો પાશો તો તમારો આભાર માનીશ.

**ભીખો**–હવે એને તરસ લાગી આવી, ને તેની તાડીની તરસ નહીં પણ પાણીની. તેમાં હું વળ્યું ?

**ભીખી**–બિચારા પાહે પૈસા નથી તે.

**ભીખો**–ત્યારે જેની પાહે પૈસા નહીં તેને તરસ હું કામ લાગવી જોઇએ ? ને લાગે તો પીઠામાં પાણી પુછતા કેવું આવવાનું ?

**ભીખી**–ને પાણી પાયું તો હું ડાટ વળી જવાનો હતો ?

**ભીખો**–એમ દકાન ચલાવહે કે ? લોકોને પાણી પાયા કરજે ને પીઠાંને પાણીનું પરબ બનાવજે. એમાં હું કાંદા કહાડવાની ? બધાને પાણી પાહે તો તાડી કોણ પીહે ?

**ભીખી**–ત્યારે પાણી નહો તો તાડી આપ. હા ! હા ! એની બાયડી અને પોરીને ખાતર એને થોડી તાડી આપો. લે ભાઇ લે. (એક ઘડીયું આપે છે) કેવી દયા લાગેલો ! લે ભાઈ આ કેળાં ખા. હું બીજો પણ મેવો લાવી આલું. [જાયછે

**ભોળાનાથ**–એક શેર ભર લોટ લીધા વિના હું મારાં ઝુપડાંમાં પાછો કેમ જાઉં ? કાલે મને એ કંગાળ ઝુપડાંમાંથી કહાડી મેળવામાં આવશે અને મારી સ્ત્રી છોકરી સાથ હું ઘરબાર વિના રખડતો થઇ પડીશ. અરે ! આજ તો વાટમાં પણ કોઈ સદ્ધર માણસ મળ્યો નહીં કે તેને હું—

[ભીખી પાછી આવેછે.

**ભીખી**–લે ભોળા ભૂત, આ બાજરાનો લોટ ને ઘી છે તે લે.

**ભીખો**–જો ભીખાને વિહરી ન જતો.

**ભીખી**–ને ભીખીને મખીચુહ રખે કેહેતો. જા પરમેહર તારૂં ભલું કરહે

**ભોળાનાથ**–પરમેશ્વર ! નિરાધાર મારી પ્રેમકુંવર ને કોમળાંગી લક્ષ્મી વગર એ મારે ગળે કેમ ઉતરશે ?

[ રજાદીકના બે ભાગ કરી એક ભાગનું પોટલું બાંધી લેછે તથા એક ભાગ પોતે ખાયછે. તેવામાં શોભાગચંદ પ્રવાસને માટે સજ્જ થઇ આવે છે અને વાત ચલાવેછે.

**ભીખી**–જી, હાબ, આપ પધારો છો ? ધર્મશાળામાં એક દિવહ પણ રેહેતા નથી.

**શોભાગચંદ**—હા બેહેન મારે ઉતાવળનું કામ છે. મારાથી થોભાય એમ નથી. ભીખા મારો આંકડો કરી આલશો ?

**ભીખી**—અંહીથી નીકળેલા આપ કયાં મુકામ કરશો ?

**શોભાગચંદ**—હું બીજે ટપે કયાં ઉતારો કરીશ તે નક્કી નથી. આ પીઠું ભાડાંના મારગ ઊપર આવેલું છે નહીં.

**ભીખી**—હા માહારાજ.

**શોભાગચંદ**—ત્યારે હું આઘે જઈશ એમ લાગતું નથી. એટલામાંજ મારે કામ છે. હું મારા એક ખોવાવલા સગાની શોધમાં નિકળ્યો છું. ચઉદ વર્ષ ઉપર હું કાશીની જાત્રાએ ગયો હતો તે વેળા આ મારો સગો મારી ઉપર ધિક્કાર બતાવી, મારો આશ્રય છોડી, નાસી ગયો અને પોતાની પ્રિયાને પણ મારાં રક્ષણમાંથી લઇ ગયો. કાશીની જાત્રાએથી હું વેપારને અર્થે બંગાળે અને જંગબાર ગયો ત્યાંથી હમણાંજ હું પાછો ફરચો છું અને બાળ કહાડતાં એવો પત્તો મળ્યોછે કે થોડુંક ઉપર તે મારાં લાચાર સગાં કેથે આ તરફ વસતાં હતાં તેમની શોધમાં નિકળ્યો છું. પણ મારી અને તેમની સ્થાતિમાં એટલો ફેર પડી ગયોછે કે અમે એક બીજાને ઓળખી શકવાના નથી.

**ભીખો**—મહારાજ આપનો આ આંકડો થયો છે. ખાટલીનું ભાડું બે પેહા, તે ઊપર આપે હુવાના ચાર પેહા, દિવો બાળ્યો તે દકાનીનું દીવેલ—

**શોભાગચંદ**—બસ બસ. સૌ મળીને શું થયું ? બે રૂપૈયા ? બહુ થોડા ભાઇ, આ એક મોહોર ભેટ આલું છું તે માન્ય કરશો.

[પૈસાની ભરેલી એક થેલી કહાડી તેમાંથી મોહોર આપેછે તથા બાકીની થેલી પાછી મુકે છે. ભીખો ને ભીખી એક એકનું મોહોડું જોયછે.

**ભોળાનાથ**—(ખાતો ખાતો ઉઠીને સ્વગત) હા! પૈસા! સોનું ? રૂપું ? (પાછો ખાવા માંડે છે.)

**શોભાગચંદ**—ભાઈ ભીખા, અંહીથી ભાડે પહોંચી જવાનો ટુંકો રસતો બીજો છે ?

**ભીખો**—હાજી ઓલ્યા ડુંગરા ઊપરથી અડધો ફેર પડેલો. પણ રહતો હારો નથી.

**ભોળાનાથ**—(સ્વગત) હું એની ખબર રાખતો રહીશ.

**શોભાગચંદ**—કેમ સારો નથી ? વાટ તો છેની.

**ભીખો**—બધું હારૂં છે, પણ બે ત્રણ વરહ થયાં ચોરાણું ચાલેલું.

**ભીખી**–ને ભુતનોબી બે દેખું હઉવે !

**શોભાગચંદ**–ચિંતા નહીં, ચોર અને ભુતને હું પહોંચી શકીશ. મારો ઘોડો તૈયાર રખાવો; હું એજ વાટે જઇશ.

**ભોળાનાથ**–(સ્વગત) હું એની સંગે જઇશ. એની પુંઠે જઈ એને—

**ભીખી**–વારૂ ત્યારે ટુંકે રહતે જવાના છો તો હવારે જજો મહારાજ રાતે એ રહતે જવાનું ઠીક નહીં.

**ભોળાનાથ**–(સ્વગત) હું એને———પણ નાના હું કેવો ક્રુર પાપી કે જેઓએ હમણાંજ મને સહાયતા આપી, જેઓનું અન્ન હજીતો મારાં મોહમાં ને દાન હાથમાં છે, તેઓનાજ મેહેમાનને લુટવાનો વિચાર કરૂં. ઓ! કેવું દુષ્ટ!

**શોભાગચંદ**–તમે ફોગટ બીહોછો. હું રાત્રે રહીને કાલે ટુંકે માર્ગે જાઊ તે તો રાત્રેજ લાંબે માર્ગે જવા દાખલ થયું. મારે એક ભોમિયો હશેતો બસ.

**ભોળાનાથ**–(સ્વગત) આ પાપી કર્મથી આઘો જવા અગાઉથીજ નાસી જાઉ. (નહાસી જવા કરેછે.)

**શોભાગચંદ**–ઓહો! પેલો મજુર ઊતાવળો જાય છે. કદાચ તે મારો ભોમિયો થશે. (ભોળાનાથને અટકાવી) ભાઈ કયાં જાઓછો ?

**ભોળાનાથ**–સામા ડુંગરા ઉપર.

**શોભાગચંદ**–ઓહો! ત્યારે તો મારે પણ તેજ રસ્તે જવું છેઃ તમે મારા ભોમિયા થઇ મને—

**ભોળાનાથ**–હું ? હું ?

**શોભાગચંદ**–તમે મને માર્ગ બતાવશો તો—

**ભોળાનાથ**–હું? નહીજી માફ કરો—

**શોભાગચંદ**–હું તમને તમારી મેહેનતના બદલામાં પૈસા આપીશ. (થેલી ખખડાવેછે.)

**ભોળાનાથ**–(સ્વગત) કેવી લાલચ ! (મોટે) હું ? નહી. હા. તમારો ભોમિયો થાઉં ?

**શોભાગચંદ**–તું આનાકાની કરે છે ? ભલા માણસ, તારી ચીથરેહાલ સ્થીતિનો વિચાર કરી મારૂં કામ જેમાં તને મેહેનત નથી પણ લાભ છે તે ના નહી પાડ.

**ભોળાનાથ**–હું ઉપકાર સાથ માન્ય કરૂંછું સાહેબ.

**શોભાગચંદ**–ચાલ ભાઇ ત્યારે મારો ઘોડો બહાર કહડાવ.

**ભોળાનાથ**–(જતાં જતાં સ્વગત) ઇશ્વર! મને પાપમુક્ત કરજે!

[જાયછે.

**ભીખા**–(ભીખીને) નહી નહી એને વારવો જોઇએ? કોની હાથે જવા નિકળેલો? રસ્તામાં તેને ખાઈ જહે.

**ભીખી**–નહી ભીખા. જવા દે બિચારાને. જોને પાંચ પૈસા કમાવા દે. કાલે તો અંહીથી કહાડી મેળવાનો તો છેલ્લે દહાડે બિચારાને મજુરી મળહે! તો એક દહાડો એની બાયડી ને છોકરી પેટ ભરીને જમહે તો ખરાં!

**શોભાગચંદ**–ભાઈ ભીખા, ભીખી બાઇ, આગ્રા લઉંછું.

**ભીખી**–વેહેલા વળજો હાબ. (ભીખો ને શોભાગચંદ જાયછે.) બહુ હારો માણહ! પટ દેતી કે મોહોર પકડાવી દોધી. હુનાની જો! ખરૂં હુનું ઓહે? (ઘસી જોયછે) ઉની ઉની લાગે! પણ ઓહો! ઓલ્યો કોણ આવે? આવો, આવો જી.

[પ્રાણજીવન આવેછે.

**પ્રાણજીવન**–બાઈ, ભાડાંના રસ્તા ઉપર ભીખાનું પીઠું કહેવાય તે કયાં છે?

**ભીખી**–તે આજ રહ્યુંજી. હુઊવે.

**પ્રાણજીવન**–ને પીઠાંના પાસે ધર્મશાલા છે તે કયાં રહી?

**ભીખી**–આહું? પાહેજ છે.

**પ્રાણજીવન**–ભીખો કયાં છે?

**ભીખી**–એએ આવહે! હું ભીખાની ભીખી થાઉં. ધરમહાલામાં જઇને કપડાં ઊતારો. હામન ગાલ્લીમાં છે?

**પ્રાણજીવન**–ચિંતા નહીં. ભીખા સાથ મારે કામ છે.

**ભીખી**–પળ વારમાં તેડી લાઉં–ભીખા ભીખા હોત—

[હોંક મારતી દોડી જાયછે.

**પ્રાણજીવન**–અંહી આ ધર્મશાળામાં ઠરવા અને પીઠાં આગલ ભાળ કહાડવા મને કહેલું છે. અંતે હવે મારા દમે દમ લેનારા આ દેશાટનનો છેડો આવશે અને માં બાપનો ભેટો કરવાની આતુરતા ફલદ્રુપ થશે. પંદર વર્ષ એમનાથી હું વિખુટો થયો છું ને નથી મારી ખબર એમને કે એમની મને. નોકરીએથી પાછો વળતાં મારા કરૂણાળ કાકા શોભાગચંદ મારા તાતની ખોળમાં નિકળેલા જાણી હું પણ એજ ધર્મને કાજ નિકળ્યો છું. મારા કાકાને ઘરથી મને આપેલી આ પીઠાંની ઇધાંણી મળી છે.

[ભીખો ને ભીખી આવેછે.

**ભીખો**–ભલે પધાર્યા ભાઇ. તમે ક્યાંથી આવેલા ?

**પ્રાણજીવન**–હું વડોદરેથી આવ્યો છું.

**ભીખો**–વડોદરાના સીર બંદીના નાયક (ખીસામાંથી કાગજ કહાડી શરણાંમું વાંચેછે.) પ્રાણજીવન તમે છો ?

**પ્રાણજીવન**–હાજી.

**ભીખો**–ત્યારે તો તમારોજ આ કાગળ આવેલો દેખું ?

**પ્રાણજીવન**–મને આપો. એ કાગજની હું આતુરતાથી વાટ જોઊં છું.

**ભીખી**–(ભીખાને સ્વગત) પણવા બણવાનો ઓહે જો!

**પ્રાણજીવન**–(વાંચીને) હા! કેવી વધામણી? ભીખાભાઇ તમે કોઇ એક વ્રધ અને કુલીન માણસ, કદમાં ઉંચો પણ જાડો, થોભીઆવાળો, ભારે વિપત્તિ વચ્ચે છુપાતો ફરતો દીઠો છે?

**ભીખી**–એતો બરાબર ભુતની ઇંધાણી મળી! તેનું નામ?

**પ્રાણજીવન**–જો તેણે બદલ્યું નહી હોય તો ભોળાનાથ છે.

**ભીખી**–બરાબર. અમે તેને ભોળો ભુત કહીએ છૈયે.

**ભીખો**–બહુ નઠારો માણસ! ભાઇ, તેની હાથ કામ પાડતા રખે!

**પ્રાણજીવન**–તેનું બુરૂં ન બોલશો. તે માણસ પરણેલો છે ની? તેની સ્ત્રિને ઓળખોછો ?

**ભીખો**–હં તે તો દેવી છે; ગાય જેવી ગરીબ છે.

**પ્રાણજીવન**–(સ્વગત) બાપુડી મારી માતા! હું ક્યારે તને મળીશ?

**ભીખી**–(ભીખાને સ્વગત) ભાઇના ડોળો કેથે તેનીમાં પેઠો દેખું

**ભીખો**–(ભીખીને) એ હપઇ લોક એવાજ હોય. હઊવે!

**પ્રાણજીવન**–ભાઇ, તે ભોળાનાથનું ઠેકાણું તમે જાણોછો ?

**ભીખો**–ઓલ્યો પહાણે ડુંગરો દેખાય ની? તેની માહેલી કોરે એક ગુફો છે તેમાં ઝુપડું બાંધી રહેલો. કાલે એટલુંએ નથી રેહેવાનું. કાલે તો તેને કહાડી મેળવાનો હું! હઊવે!

**પ્રાણજીવન**–(સ્વગત) હે! પરમેશ્વર! હું ત્યારે કેવો વેળાસર આવ્યો છું!

**ભીખી**–ભોળો ભૂત અબઘડી અંહીથી ગયો.

**પ્રાણજીવન**–ભોળાનાથ! તે અંહી હતો?

**ભીખો**–તે કોઇ અજાણ્યાનો ભોમિયો થઇ ગયલો પણ હેલામત પાર ઉતારે તો હારૂં તો!     [ગડગડાટ અને વીજલી થાયછે.

**ભીખી**-ઓહો વરસાદ આવે છે! જમાદાર હાએબ, પહણે ધરમહાળામાં જઇને લૂગડાં ઊતારો.

**પ્રાણજીવન**-નહી. મારે હમણાં તો સત્વજ વિદાય થવુંછે પણ તેના બદલામાં આવતી કાલે તમારી પાસેની ધર્મશાળામાં ઉતરવાનું આજથી બયાનું આપુંછું. ભાઈ ભીખા, પાછો વળતાં આવતી કાલે હું મારા કુટુંબનાં ચાર પાંચ જણાંને તમારાં પીઠાંમાં લઈ આવીશ. તેઓ સર્વને માટે તમારા ગામમાં મળી આવે એવાં ઉતકૃષ્ટ મિષ્ટાન તૈયાર રખાવજો અને તેના બયાનામાં આ દસ રૂપૈયા રાખશો.

**ભીખી**-(ભીખાને સ્વગત) આવતી કાલે! ને તેના દહ રૂપૈયા! મેં કહ્યું ની કે એ પરણવાની વેતરણમાં છે?

**પ્રાણજીવન**-ને હવે મને ભોળાનાથના ઝુપડાંવાલા ડુંગરનો માર્ગ દેખાડશો? (ગડગડાટ.)

**ભીખી**-(સ્વગત) હાથે કરીને ભૂતના મહાને જાય, ને આવી અંધારી રાત્રે, આવાં તોફાનમાં! (ગડગડાટ.)

**ભીખો**-મહારાજ ખમા કરો. તોફાન જોરથી વાઈ આવેલું.

**પ્રાણજીવન**-મને ખોટી કરો નહી; ગર્જના અને વીજળીથી આ સામેના ડુંગર ફાટી મને ગળી જશે તોપણ જે પવિત્ર કર્મ કરવા હું નિકળ્યોછું તેમાંથી પાછો હઠીશ નહીં. [જોરાવર તોફાન વગે જાયછે.

---

## પ્રવેશ ૨ જો.

---

### સ્થળ-એક કંગાલ ઝુપડું.

[ઝુપડાંમાનું રાચરચિલું કંગાલ દીસે છે. માહેલી ઓરડીમાં લક્ષ્મી સુતેલી છે. તોફાન વીજળી ગડગડાટ અને વર્સાદ થાયછે.

**પ્રેમકુંવર**-(એકલી) આ પ્રચંડ પવનાઘાતના સુસવાટા આખો ડુંગરનો ડુંગર ડોલાવે છે અને તોપણ મારા પતિ ભોળાનાથ કાલના પાછા ફરયા નથી. મજુરી મળી નહી હશે, કોઇ સહાય થયું નહીં હશે, અને ખાલી હાથે આવવાનું મન ચાલતું નહીં હશે. પરંતુ જો આજે પણ એઓ ન આવે, આજે પણ જો કાંઇ ખાવાનું ન લાવે તો મારૂં અને

મારી સુકુમારી લક્ષ્મીનું શું થશે ? (ગડગડાટ અને તોફાન) તોફાન માથે આવ્યું છે. રખે લક્ષ્મી બીહીને જાગી ઊઠે ! પોઢી રહેજે હે ! ચંદ્રવદના બાળક ! અને તારૂં પેટ ભરવાને અશક્ત તારી માતાને તારા ભૂખ્યા પેટના રોવાના મહા સંકટમાંથી ઉગારજે. મારો પુત્ર પ્રાણજીવન ક્યાં હશે ! આ-હા ! એ મારા કુળદિપકને હું ક્યારે ભેટીશ !

[સીવવા બેસેછે. તોફાનથી બારણું ફાટીને તુટી પડેછે જેની ધ્વનિથી બીછાના ઊપર સુતેલી લક્ષ્મી ચીસ પાડીને જાગી ઉઠેછે.

**લક્ષ્મી**-માતા ! માતા ! (બીહીકની મારેલી પોતાની માના ખોળામાં દોડી આવતી) ઓ ! કોઇ આવો રે ! માતા ! એ શું થયું ?

**પ્રેમકુંવર**-ડર નહી પુત્રી. એતો ઝુપડાંનું બારણું તારા પિતાએ ગો-ઠવીને મૂકેલું હતું તે પવનનાં બળથી તુટી પડયું છે. (જોરાવર તોફાન.)

**લક્ષ્મી**-ઓ! હું છળું છું ! મા તું મને બાઝી રેહે !

**પ્રેમકુંવર**-કુમારી; એમાં બીહીવાનું શું છે ? તારા બાપા આવીને એ બારણું પાછું સમું કરશે- (તેને સુવાડ્યા પછી સ્વગત) અરે ! હવે એ ખાવાનું માંગશે તો હું શું આપીશ ! (રડેછે.)

**લક્ષ્મી**-મા મને ઊંઘ નથી આવતી. ઠંડી બહુ લાગે છે. ઓ ! મા ! મારૂં અંગ ધ્રુજે છે !

**પ્રેમકુંવર**-(ધભરાટમાં ઉઠીને) હે ! જગદીશ ! હવે હું શું કરૂં ! ઘરમાં અગ્નિ પણ નથી કે મારી કમળનયણીની તાહાડ મટાડું. આવ પુત્રી મારાં લૂગડાની ઉષ્ણતાનો આશ્રય લે. (તેને પોતાનાં લૂગડાંમાં ઢાંકેછે.) પણ એ બહાર ગડબડ શું છે ? કોઇ આવેછે.

**લક્ષ્મી**-અરે ! એતો પિતાજી છે.

[જથાબંધ રસોઇની સામગ્રી લઇને ભોળાનાથ આવેછે.

**પ્રેમકુંવર**-પ્રિય પતિ, આપે પધારી મને આનંદી કરીછે.

**ભોળાનાથ**-હં ? હં ? ઠીક, ઠીક.

**લક્ષ્મી**-બાપા હું તો ગર્જનાના કડાકાના ત્રાસે બહુ કંપી હતી.

**ભોળાનાથ**-હં ? બીહીકણ છોકરી !

**પ્રેમકુંવર**-પણ ભોળાનાથ આપ વિકળ કેમ દેખાઓ છો ? આપને શું થયું છે ?

**ભોળાનાથ**-મને શું થયું છે ? કાંઇએ નથી થયું.

**પ્રેમકુંવર**-ત્યારે હતું શું કે આપ બે દિવસે આવ્યા ?

**ભોળાનાથ**-બે દિવસે આવ્યો એ ખરી વાત છે. પણ મને કંઇ થયું નથી.

**પ્રેમકુંવર**-ઓ! કેવું યથાર્થ કહ્યું છે. અમારે માટે કાંઇ સહાયતા મળીછે?

**ભોળાનાથ**-સહાયતા શું પુછેછે? જો પેલી ટોપલીમાં.

**પ્રેમકુંવર**-હે ઇશ્વર! આ શી લીલા લેહેર! પતિ, આ ધાન્ય સમૃદ્ધિને માટે આપણ કોના આભારી છૈયે? કદાચ આપનો શ્રમ, આગ્રહ, આજીજીથી આ સુકાળ ભરપુરપણું થયું હશે. આવ લક્ષ્મી અને પાડ માનીએ—

**ભોળાનાથ**-ચુપ રેહે! પાડ શાનો માને છે! (ગભરાટથી) વેહેલો થા કાંઇ શીરામણ આપ. હું થાકી ગયો છું. મારા ગળામાં આગ બળે છે. તરસે બહુ તળસું છું. મારૂં લોહી ઉકળી આવ્યું છે. કાંઇ પણ આપ.

**પ્રેમકુંવર**-સઘલું તૈયાર છે. ખરેખર આપને બહુ સેહેવવું પડયું હશે.

**ભોળાનાથ**-(ગભરાટથી) સેહેવવું પડયું? મને? શેનું? છટ છટ? હવે આપણને ખમવાનું શેનું? સુખી થા પ્રિયા સુખી થા. પેલી ટોપલીમ તાજું દુધ છે. થોડું લાવ મારે માટે. તે પીવાથી મારામાં જીવ આવશે.

[પ્રેમકુંવર દુધનો લોટો લાવેછે, ભોળાનાથ પીવા સારૂં મોંહોડાં ભણી લઇ જઇ એચપુચ ગભરાટથી પાછું મુકી દેછે.

**પ્રેમકુંવર**-પ્રાણનાથ, આ દુધ માગીને પીતા નથી? આપે હમણાંજ કહ્યું કે—

**ભોળાનાથ**-તરસ ઘણી લાગીછે. મને એક ગોટ તાજું પાણી પા.

**લક્ષ્મી**-(દોડીને પાણી લાવેછે.) લ્યો પીતાજી. પણ તાત આપને કાંઈ વાગ્યું છે? આપના હાથ ઉપર લોહી લાગ્યું છે.

**ભોળાનાથ**-(ગભરાટથી પાણી પીતું અધુરૂં મુકી ને) લોહી? કયાં છે?

**પ્રેમકુંવર**-એમ કેમ? ભોળાનાથ? આપને કોણે ઘાવ કરયો?

**ભોળાનાથ**-કાંઇ નહીં કાંઇ નહીં. એતો ડુંગરા ઉપર ચઢતાં પગ છટક ગયો અને ફસડઈ પડવાથી મારો હાથ છોલાયો. મને તાઢ વાય છે! કાંઇ ઓઢવાનું લાવ પ્રિયા.

**પ્રેમકુંવર**-ક્યાંથી લાવું? કાંઇ નથી!

**ભોળાનાથ**-નિશ્ચિંત રેહે. શાંત થા પ્રિયા. આપણું ભાગ્ય પાછું ઉદય થયું છે, અને તારૂં ખીલતું સૌંદર્ય તું પાછું જોઇશ. કાલે આપણે આ કંગાલ રેહેઠાણ છોડી જઇશું.

**પ્રેમકુંવર**-કાલે? શું કહોછો પ્રાણના પ્રાણ!

**ભોળાનાથ**–મેં કહ્યું નહીં કે આપણું ભાગ્ય ખીલ્યુંછે? કાલે આપણ કોઇ મોટા શેહેરમાં જઇશું. સુરત જઇશું, કદાચ મુંબાઇ જઇશું.

**પ્રેમકુંવર**–એ તો પુત્ર પ્રાણજીવનથી વધારે ને વધારે આઘે જવાનું થશે.

**ભોળાનાથ**–તે વધારે સારૂં થશે. પ્રાણજીવન મારે મન મુવેલો છે મને ધિક્કારવાને એને પણ તારા કાકાએ શિખવ્યુંછે.

**પ્રેમકુંવર**–નાથ, એ શા દુરવચન! પણ આપણ દુર દેશાંતરે નિર્વાહ કરવાનું ખર્ચ કયાંથી લાવીશું?

**ભોળાનાથ**–ખર્ચની શી તંગી છે? આજ આપણને પુષ્કળ મળ્યુંછે તેમ સદા મળશે. જો આ નગદી.     [સોનું રૂપુ ખખડાવી દેખાડેછે.

**પ્રેમકુંવર**–હે! દાનસુર દાતા! આ કેવું સુભાગ્ય! પ્રાણનાથ, આ દ્રવ્ય કોણે આપ્યું?

**ભોળાનાથ**–એ—એ—મેં—મને મળ્યું.

**પ્રેમકુંવર**–જડયું? માર્ગમાં? મફત મળ્યું?

**ભોળાનાથ**–એમાંના અડધા પૈસા આપણા નિર્વાહને માટે રાખીશું. ને અડધું દ્રવ્ય——લક્ષ્મીની મારા ઊપર સદાની અપ્રસન્નતા તો નથીજ. દેવ જેમ કૃરપણે ડોળા કાઢેછે તેમ સુખકારક મોહોમળકાટ પણ દેખાડે છે. સોના રૂપાના સાજવાળી નગરીમાં તું મને જવા દે અને જો કે હું કેવો સત્વર સંપતિ મેળવુંછું.

**પ્રેમકુંવર**–દ્યુતશાળામાં કે?

**ભોળાનાથ**–ચુપ કોઇ આવેછે. આ સીધુ સામન ઊંચું મૂક. દ્રવ્ય છુપાવી દરિદ્રતા ધારણ કર. ધન મળ્યું છે તે કોઇને કહીશ નહી.

[પ્રેમકુવર સીધુ સામન ઢાંકેછે—લોભીદાસ ભિખારી હાલતમાં સાધુને વેશે આવી દ્વારે ગાવા ઊભો રહે છે.

**ગાયન.**

**લોભીદાસ**–"દેખો રે એક બાળા જોગી.
 દ્વાર મેરે આયા હેરે—ટેક.
 બાગમબર પીતાંબર શોભે શેશ નાગ લપટાયા હે રે
 માથે બાંકે તીલક ચંદન જોગી જટા બઢાયા હેરે—દેખોરે."

[લક્ષ્મી નહાશોને માના ખોળામાં ભરાયછે.

**પ્રેમકુંવર**–એતો કોઈ ગોસાંઈ ભીખ માંગવાને આવ્યો છે.

**ભોળાનાથ**–એને બહાર કહાડો!

**લોભીદાસ**–દયો હે અનદાતા ! દુઃખીને દાન !

**લક્ષ્મી**–બિચારો કોઈ અતિશે લાચાર છે.

**લોભીદાસ**–અંબે, કૃપા કરો ! પ્રભુ તમને ઘણું આપો !

**ભોળાનાથ**–પાછો વાળો. એ સાધુને અંહી આવવા ન દયો.

**પ્રેમકુંવર**–આપણ કરતાં એની બહુ દુર્દશા થઈ છે. અને તોપણ આપણાં કરતાં એ અવદશાને ઓછો પાત્ર હશે. એને કાં ન દાન દેયે ?

**ભોળાનાથ**–ગોસાંઈ રસ્તો લે. અંહી પૈસા નથી. (ગુસ્સાથી.)

**લક્ષ્મી**–બાપા એને બાચકો લોટ આપું ? ભુખે મરવું કેવું દુઃખદાયક છે !

**ભોળાનાથ**–શાનો રહે ! નહીંતો તમો બધાનો લોટ થઈ જશે.

**પ્રેમકુંવર**–દેવે પ્રસન્ન થઈ આપણને હમણાંજ દ્રવ્ય દીધું છે તો—

**ભોળાનાથ**–મોહોડું શીવ ! ચુપ !

**લોભીદાસ**–ક્રૂર, દયાહીન માનવી! આ દેવી તારી સ્ત્રિ થવાને યોગ્ય નથી.

**ભોળાનાથ**–(આગળ જઈ.) હે ! ગોસાંઈ ! જો તું તારૂં અંહીથી કાળું નહીં કરશે તો—કોણ ?

**લોભીદાસ**–ભોળાનાથ ?

**ભોળાનાથ** } લોભીદાસ !
**પ્રેમકુંવર** }

**ભોળાનાથ**–(ભારે ક્રોધયુક્ત) દારૂણ દૈત્ય ! તારો જીવ લઈશ. (તેનો ટોટો પકડીને) લોભીદાસ, લોભના તારાં પાપી દાસપણાંએ મારો નાશ કરયો છે, તેના વેરમાં તું વ્યાજબી શિક્ષાને અર્થે અહીં આવ્યો છે.

[તેના માથામાં એક વાંસ લઇ મારવા જાયછે. લોભીદાસ સામો થાયછે. પ્રેમકુંવર વચ્ચે પડેછે. લક્ષ્મી રડેછે.

**પ્રેમકુંવર**–રાખો ! રાખો ! હે નાથ ! ખમા કરો ! ફરી લોહી કહાડો નહી ! જીવહત્યાના પાપથી ડરો! આ અધમ પાપીની સ્થિતી સંભારો ! જુવો દેવે એની પોતાની મેલે શિક્ષા કીધી છે. રે ! ખુનનો બદલો ખુન છે !

**ભોળાનાથ**–(ધભરાટમાં) ખુનનો બદલો ખુન!

[શિથીલ થઇ પડી જાયછે તેના હાથમાંનો વાંસ પડી જાયછે–તે લક્ષ્મી ઉંચકી ઉંચે મેલેછે. પછી પોતાના બાપને વળગેછે.

**લોભીદાસ**–તાહાડ જાએ રૂએ, ને આદત જાય મુવે, તે ખરેખરૂં છે. કાળનું સર્વ ક્રમણ તારા ઉપર નિરર્થક નિપજ્યું છે. કાળચક્રની અનેક વિટમણાં વચ્ચે તું જોઈને તેવો નિર્દય રહ્યો છે. મને મારીને તું શું લાભ મેળવવાનો છે? મને તો દૈવેજ માર્યો છે. પંદર વર્ષના અસહ્ય કષ્ટોએ પાછા સમસ્થિતીમાં આપણને મેળવ્યાછે. દૈવયોગને આધીન થા. મને પાછો મિત્ર માની લે. મને સહાય થા.

**પ્રેમકુંવર**–મિત્ર! દૈવની નિંદા! મિત્રતાની સ્નેહ સંબંધી પવિત્રતાનો આ શો અનર્થ!

**લોભીદાસ**–દેવી, તમારા ઉપદેશની વેળા વિતી ગઇ છે, હું બોધ લેવા આવ્યો નથી. હું ઠંડીએ અને ભુખે મરૂં છું. હે કૃપાદેવી! ધર્મના તમારા આ ધામમાં એકજ રાતના ઉતારાનો મને આશ્રય આપો.

**પ્રેમકુંવર**–વલ્લભ! ભોળા!

**ભોળાનાથ**–પ્રિયા તારૂં ગમતું કર.

**પ્રેમકુંવર**–આવો લોભીદાસ, પતિની આજ્ઞા છે. આ ફળફળાદી ગ્રહણ કરો. પુત્રી લક્ષ્મી, ચાલ અંદર. અહીં આપણું કામ નથી.

[પ્રેમકુંવર લક્ષ્મીને લઇ જાયછે.

**લોભીદાસ**–(એકદમ ખાવા પીવા બેસી જાય છે.) મારે પણ દેવીઓનું કામ નથી. હે! હે! આ કેવી આબાદાની! ભોળાનાથ તું દીસે છે તેવો નિર્ધન નથી! આહા! કેવું ધાડું દુધ! ભોલા મિત્ર તું સુખી છે! ને સદા સુખી રેહેજે! હું તને સુખની ચાવી આપીશ. પણ—અરે! ઉત્તર કેમ નથી દેતો? બાહ ભોળાનાથ હજી છલ છોડતો નથી? હજી મારી સાથે કપટ રચના કરેછે?

**ભોળાનાથ**–નહીં, લોભીદાસ, તારાં પાપે તને હેઠો પાડ્યો પછી હું તને વધારે શું કરીશ?

**લોભીદાસ**–ત્યારે તું ચીહીરડાયલો ને બલતો કેમ બેઠોછે?

**ભોળાનાથ**–મારી પ્રિયાના એકજ વચને મને અસ્વસ્થ કીધોછે. ઓ! તે બોલી કે ખુનનો બદલો ખુન છે. ઓ! કેવું સાચું સ્મરણ!

**લોભીદાસ**–સત્ય છે મિત્ર, તારી દયાલુ સ્ત્રિનો દેખાવજ મારા હૃદયમાં તારી દરિદ્રતા વિશે દયા ઊસ્કેરે છે. મારે પોતાને વિશે મને વિચાર નથી. મારે તો માત્ર વેળાની વાટ જોતાં બેસવું છે. તે વેળા આવવા દે, તક મળવા દે, અને હું કેવો સુખી થાઉં છું તે દેખાડીશ.

**ભોળાનાથ**–શું? કેમ ?

**લોભીદાસ**–મને એક ભેદ મળ્યો છે.

**ભોળાનાથ**–ભેદ ?

**લોભીદાસ**–સુખની છુપી ચાવી મેં શોધી કહાડી છે. આપણે હારેલા જુગારી છૈયે, પણ કેટલાક જુગારીઓ સદા જીતેછે. આપણ કાચા જુગારી હતા, પણ કદી હારે નહીં તે પાકા જુગારી છે. ખરા જુગારીના તે સદાના જયવંતપણાની ચાવી મને મળીછે. હું પેઢીઓની પેઢીયો ખાઇ જવાને સામર્થવાન છું. હું મુંબઇ જવા નિકળ્યો છું.

**ભોળાનાથ**–અને મેં પણ મુંબઇ જવાની મારી ધારણા હમણાંજ પ્રેમકુંવરને કહીછે. આપણા વિચાર કેવા મળે છે ? મારા પુરાણા મિત્ર, વારુ તને સુખની ચાવી શો મળીછે ?

**લોભીદાસ**–એક કોટી રૂપૈયા આપે તોએ તે વેચું નહીં.

**ભોળાનાથ**–મને પણ નહીં ? તું હમણાંજ મને કેહેવા જતો હતો ને ?

**લોભીદાસ**–ખરૂં. હું ધારતો હતો કે મેં તને નુકસાન કરયું તેના બદલામાં આ છુપો ભેદ તને કહીશ. પણ તારો શત્રુભાવ જોઇ હું એ વિચારથી પાછો હઠું છું.

**ભોળાનાથ**–ક્ષમાં ! પેહેલો મનસ્તાપ મુળમાંજ મરી ગયોછે.

**લોભીદાસ**–પણ તારી પેમકુંવર મને ધિક્કારેછે તે ?

**ભોળાનાથ**–તે પ્રાણપ્રિયા મારે વશ છે. તેનો કશો બાધ ન જાણ.

**લોભીદાસ**–પણ હજી એક બાધ નડેછે. મેં મેળવેલો ભેદ મુલ્યવાન છે પણ પાસે પૈસા ન હોવાથી તેની યોજના કરી શકાતી નથી.

**ભોળાનાથ**–પૈસા ! કેટલા જોઇએ છે ?

[પોતાના આણેલા પૈસા ખખડાવે છે

**લોભીદાસ**–ઓહો ! ત્યારે તો આપણો ભાગ. પણ મિત્ર તું એ કયાંથી લાવ્યો ?

**ભોળાનાથ**–(ગભરાટમાં) ગમે ત્યાંથી. પણ રેહે. આ ગડબડ શું ?

[પૈસા સંતાડેછે.

**લોભીદાસ**–શું ? મેં તો કાંઇ સાંભળ્યું નથી. આપણે રાતો રાત અંહીથી નીકળી પડીએ.

**ભોળાનાથ**–આ દ્રવ્ય મને અહીંજ મળ્યું છે અને જો તું બે દાહાડા થોભે તો————

**લોભીદાસ**-નહીં ભોળાનાથ હું ભિખારી હાલતમાં આવ્યો છું. જગત મને નિંદે છે. સર્વ લોકો ધિક્કારની આંગળી મારા ભણી કરે છે. ઘુવડ અને વનવાગોળોની પેઠે દિવસે હું સંતાઇ બેસુંછું ને રાત્રીએ નહાસતો ફરૂંછું. કેમકે હું જ્યાં જાઉં છું ત્યાં મારા ઉપર લોકો શંકા લાવે છે. ને કોઇ બીજાના પાપને સારૂ પ્રજાના વેહેમનો વગર વાંકે હું ભોગ થઇ પડવાનો ભય રાખુંછું. જેમકે અહીં આવતાં હમણાંજ મેં એક ઘોર કર્મની અધમ ઇધાણીઓ માર્ગમાં દીઠી છે ને મારી ખાતરી છે કે કાલ પરોઢિયું થતાંજ એ કોઈ પારકાના કરેલા પ્રાણઘાત સારૂં હું નિરપરાધી મારયો જઇશ.

**ભોળાનાથ**-પ્રાણઘાત ? તેં જોયો ?

**લોભીદાસ**-હા ભાઈ. અંહી ડુંગરા વચ્ચે પ્રવાસ કરતાં ટુંકી વાટ લેવાને આ માર્ગે ચાલ્યો તો પથ્થરને મટોડાંના એક ઢગલાની ઠોકર લાગ્યાથી હું તે ઉપર પડ્યો. જોઊંછું તો ઢગલાની તળીએ એક લોહી લોહાણ મુડદું.—

**ભોળાનાથ**-સાવધ ! સાવધ !

**લોભીદાસ**-કેમ ? તું એ વાત જાણેછે ?

**ભોળાનાથ**-ને તેં એ મુડદું શોધી કહાડ્યું ?

**લોભીદાસ**-હા. એ પ્રાણહત્યા તેં કરી ?

**ભોળાનાથ**-લોભીદાસ મને ના પુછ. આ પૈસા તેનાજ છે. ભીખાનાં પીઠાંમાંથી હું તેનો ભોમિયો થઈ તેને ટુંકો માર્ગ બતાવતાં તેને અંહી આણી, તેના પૈસા લુંટી તેને મેં—ઓ ! (પોતાના હાથ ઉપર લોહી નજરે પડે છે અને બોલતો બંધ પડેછે.)

**લોભીદાસ**-મિત્ર, હજી તારા લોહીના ડાઘ ગયા નથી, હજી તે મુડદું માર્ગમાં પડ્યું છે.

**ભોળાનાથ**-અરે રે ! ચાલ. રાત્રીનું અંધારૂં છે તેટલે મુડદાંને વધારે અગમ્ય જગાએ સંતાડીએ. મારૂં આ નીચ પાપ ઢાંકવામાં સહાય થા.

[જવા માંડે છે. વાટમાં લક્ષ્મી આવેછે.

**લક્ષ્મી**-પિતાજી ! માએ આ દુધ——

**ભોળાનાથ**-નથી જોઇતું ! અમે બ્હાર જઇએ છેયે. અમારે કામ છે. તારી મા પુછે તો કેહેજે કે ભીખાના પીઠાંમાં કામે ગયા છે.

**લક્ષ્મી**–મને એક બકી નહીં લેશો બાપા ?

**ભોળાનાથ**–હમણાં નહીં. બસ વચમાંથી.

[તેને તરછોડીને જાયછે. તોફાન, ગડગડાટ, વીજલી.

**લક્ષ્મી**–હા ! કેવું તોફાન ! મને બહીક લાગે છે. માને બોલાવું કે (પ્રાણજીવન આવે છે.) એ કોણ ?

**પ્રાણજીવન**–બ્હીશ નહીં. (તેને પૈસા આપેછે.) મને કેહે આ માર્ગે ક્યાં જવાયછે ?

**લક્ષ્મી**–બાટે.

**પ્રાણજીવન**–ત્યારે આ ઝુપડું ભોળાનાથનું છે ?

**લક્ષ્મી**–હાજી. આખા ડુંગરા વચ્ચે અમેજ રહીએ છૈયે.

**પ્રાણજીવન**–અને મારા——ભોળાનાથ કયાં છે ?

**લક્ષ્મી**–એઓ હમણાંજ બાહાર ગયા.

**પ્રાણજીવન**–અત્યારે ! આવી રાત્રીએ ?

**લક્ષ્મી**–પોતાના નિર્વાહને માટે રાત્રે રખડવાની એમને નવાઇ નથી મહારાજ.

**પ્રાણજીવન**–(સ્વગત) હે દુર્ભાગ્ય ! મારા પિતાનો આખો ભવ રાત્રોના ભટકવામાં ગયોછે અને હજી એમનું જાગણ ચાલે છે. (મોટે) પણ મારી——એમની સ્ત્રિ કયાં છે ?

**લક્ષ્મી**–મારી વાહાલી મા ? એ તો પેલી ઓલીમાં છે.

**પ્રાણજીવન**–(સ્વગત) વાહાલી મા ! ત્યારે એ શું મારી બેહેન ? (મોટે) કુમારી તું શું ભોળાનાથની પુત્રી !

**લક્ષ્મી**–હા મહારાજ. મારૂં નામ લક્ષ્મી છે.

**પ્રાણજીવન**–(તેને કેડ પર લઇ ચુમી લેછે.) નિર્દોશ જીવ ! ભાગ્યવંતી લક્ષ્મી !

**પ્રેમકુંવર**–(અંદરથી) લક્ષ્મી ? લક્ષ્મી ?

**લક્ષ્મી**–અરે જી ! જી ! (પ્રાણજીવનને.) મુકો મને ! મારી માં બોલાવેછે.

[દોડી જાય છે

**પ્રાણજીવણ**–(મોટેથી) આહા ! મારી પણ મા ! ધૈર્યવંતી, અનુભવી, સંતોષી મા ! કેવાં પુન્યશાળી પગલાનાં કેવાં દૈવયોગી દર્શન ! પણ નહીં. હું એકાએક હજી છતો થઇશ નહીં. એ બાપુડીએ એટલી વેદના વેઠી છે કે મારા આવ્યાના સુખનું એને સાનંદ આશ્ચર્ય લગાડીશ.

[પ્રેમકુંવર આવેછે

**પ્રેમકુંવર**-(સ્વગત) એ કોણ અજાણ્યું આવ્યું હશે ? (મોટે) મહારાજ આપ અહીં વગર ઓળખે આ મઢુલીને પવિત્ર કરવાને પધારયા એ આશ્ચર્યની વાત છે.

**પ્રાણજીવન**-બાઇ સાહેબ એક મહા બળવાન હેતુનું અહીં મને આકર્ષણ થયું છે. આપ મને ઓળખો છો ? (સ્વગત) ઓ ! માતૃભાવનું આ પ્રેમી ખેંચાણ કેમ અટકાવું !

**પ્રેમકુંવર**-આપણ આગળ મળ્યાં છીયે. ? (યાદ કરતાં.)

**પ્રાણજીવન**-હા માતુશ્રી તે આપના સુખનો સમય હતો.

**પ્રેમકુંવર**-સુખનો સમય મેં કદી દીઠો નથી. પણ એકવાર હું સુખી હતી કે જ્યારે મારા પુત્રને હું પોતાના પાસામાં રાખતી હતી. આહા ! તે ઇશ્વર જાણે કયાં પડયો છે અને હું માતાને કેમ વિસરી ગયો છે ! પણ જી તમને અસર થયેલી દીસે છે ? મારા આ મનોવેધક વચનથી તમને માયા લાગી છે. આપ કયાંથી આવ્યા છો ?

**પ્રાણજીવન**-વડોદરેથી દેવી.

**પ્રેમકુંવર**-મારા પ્રાણજીવનનું ગામ ?

**પ્રાણજીવન**-માતા ! હું તેનાજ વર્તમાન લાવ્યો છું.

**પ્રેમકુંવર**--કહો ! સુભ વર્તમાન વેહેલા કહો ! તે કુશળ છે? તે સુખી તો છે ? પણ અરે ! આપની આંખમાં આંસુ છે ! આપ રડો છો ? રખે કાંઇ સંકટ હોય !　　[પોતે રડે છે.

**પ્રાણજીવન**-(રડીને) માતા, માતા, હું વધારે વાર કેમ સહી શકું ? જે પુત્રને સારૂ તું રડે છે તે હજી તને અનંત પ્રેમથી ચાહ્યા છે ! તેનાં નેત્રોમાં તું નિરંતર વસે છે ! તે તને સદા દેખે છે ! તે તને જુવે છે ! તું તેને જોય છે ! તે અહીં છે ! આ રહ્યો ! હુંજ તે ! માતા, મારી વાહાલી મા મને તારા આશિષ દે !　　[ભેટે છે.

**પ્રેમકુંવર**-(તેના પાસામાં દોડી જઇને) પ્રાણજીવન ! હા તુંજ પ્રાણજીવન ! મારા પ્રાણજીવન ! મારા સપુત ! મારા સુખ ! મારા આરામ ! મારા આધાર !　　[બેઉ ભેટે છે ને રડે છે.

**પ્રાણજીવન**-મધુરી માતા ! હવે ખેદ ન કર. તેં વીર પુરૂષ પેરે સહન કરેલા સંકટોની હવે અવધી આવી જાણ. માતા હું તારે માટે સુખ, સંપતિ દ્રવ્ય લાવ્યો છું.

**પ્રેમકુંવર**–મારો પુત્રજ મારૂં દ્રવ્ય છે. પ્રાણજીવન, તું મને મળ્યો એટલે મારે બીજું કશું જોઇતું નથી. પુત્ર તું હવે અમને તજીશ નહીં હો.

**પ્રાણજીવન**–કદી નહીં. વાહાલી મા, હું કદી તને છોડીશ નહી.

[પછવાડે ભોળાનાથ આવેછે

**ભોળાનાથ**–(સ્વગત) હે ! આ શું દેખું છું ? એનો પ્રાણ લઊં—

[કોહાડી લઈ ધસવા જાયછે પણ લોભીદાસ પછવાડેથી આવી તેને પકડી લે છે.

**લોભીદાસ**–(ભોળાનાથને સ્વગત) નહીં હમણાં નહી. એક ખુન પછી તરતજ બીજું ? પેલા મુડદાંને ઝાડના બોહમાં સંતાડયું છે. તેના લોહીના ડાઘ પેહેલે ધોવા જોઇએ. [લોભીદાસ તેને ધસડી લઇ જાયછે

**પ્રેમકુંવર**–પુત્ર તું અહીં કેમ આવ્યો ?

**પ્રાણજીવન**–માતા, લંબાણ વાત કરવાની આ વેળા નથી. વિખુટાપણાના આપણા આ લાંબા અંતરમાં કાકા શોભાગચંદે મને બાપ કરત વધારે વાહાલ જણાવ્યું છે. વડોદરેથી હું એમને ઘર આવ્યો તો એઓ આ તરફ નિકળી ચુકવાની મને ભાળ મળી તેથી હું અહી આવ્યો.

**પ્રેમકુંવર**–પણ ત્યારે એઓ તારી આગળ આવવા જોઇએ. તે કેમ નહી મળે ?

**પ્રાણજીવન**–આવશે. કાંઈ બીજી મેર ગયા હશે. પણ માતા હવે ચિંતા કર નહી. કાકાએ હમણાજ વશિયતનામું બનાવી મને દત્તક કરી લીધોછે. દ્રવ્યનો વારસો સઘળો મનેજ આપ્યો છે. તે સર્વ ધન તારૂં છે. માતા હું તને તેડવા આવ્યો છું.

**પ્રેમકુંવર**–પણ આપણા સુખમાં તારી બેહેન ભાગીયણ છે.

[લક્ષ્મી આવે છે. બે બાજુપર બન્નેને લઈને

**પ્રેમકુંવર**–હા ! હવે હું પરમ સુખ પામી છું ! મારા ખોળામાં લક્ષ્મી ! મારા પાસામાં મારો પ્રાણ !

**લક્ષ્મી**–(છુટી પડી) માતા, બાપા બીખાનાં પીઠાં ભણી અત્યારે કેમ ગયા હશે ! હું જરા જોઊં તો ખરી. [પાછી જાય છે.

**પ્રાણજીવન**–(હરખથી) વાહાલી માતા આપણ પ્રભાત થતાંજ વિદાય થઇશું. રસ્તા ખર્ચના પુરતા પૈસા મારી પાસે છે. એક હજાર રૂપૈયા તો આ થેલીમાં છે. તે કરતાં વધારે મૂલ્યવાન ખત મારા ખીસામાં છે, તે

મારા બાપા ભોળાનાથના અપરાધનું માફીપત્ર છે. આપણાં સ્વદેશમાં મારા પિતાજીને પકડવાનું હુકમનામું ઉભું રહ્યું હતું, પણ કાકા શોભાગચંદના લાગવગથી એમને બંદીમાંથી વિમુક્ત કરનારી રાજક્ષમાનું જાહેર નામું નિકલ્યું છે તે જો આ રહ્યું. [દેખાડેછે.

**પ્રેમકુંવર**–(હરખમાં ઊભી થઇ) ઓ! શુભ વધામણી! દીકરા રેહે, તારા બાપા ભિખ્યાનાં પીઠાં ભણી ગયા છે ત્યાંથી તેમને તેડી લાવું.

**પ્રાણજીવન**–નહીં માતા, હું જાઊં.

**પ્રેમકુંવર**–ના, ના. તું અજાણ્યો છે તું અહીંજ રેહે.

**પ્રાણજીવન**–વારૂ ત્યારે આપણ સાથે જઇએ.

**પ્રેમકુંવર**–બાપુ હઠ ન કર. હું સત્વર પાછી આવીશ. લક્ષ્મી અહીંથી ખસીશ નહી હો. [જાયછે.

**પ્રાણજીવન**–બેહેન લક્ષ્મી, મને જરા લખવાને સાહો કલમ આપશો?

**લક્ષ્મી**–હા, અબઘડી. [દોડી જાયછે.

**પ્રાણજીવન**–મારાં માબાપને રાજ્યકીય ધામધુમથી લઇ જવાની ગોઠવણ કરૂં. ટપાલવાળાને પત્રિકા પહોંચાડું કે તે પ્રાતઃકાળે બે ઘોડાનો રથ અહીં લઈ આવે. મીઠાં ભોજનની ભીખાને પણ તાકીદ કરૂં. બાપાની માફીનું જાહેરનામું કહાડી રાખું.

[કાગળીયાં ખોલે છે–પૈસાની થેલી બહાર કહાડેછે. લક્ષ્મી કલમદાન લઇ આવેછે.

**લક્ષ્મી**–લ્યોજી. ઓાલી ઓલીમાં આ દીવો મુકું છું, ત્યાં લખવા બેસો. ત્યાં તહાડ વાતી નથી, વીજલી પડતી નથી, ને નીરાંતથી લખશો.

**પ્રાણજીવન**–ઠીક કહ્યું. [અંદર જઇને લખવા બેસેછે.

**લક્ષ્મી**–મા ને બાપ આવે ત્યાં લગી હું દ્વારે દ્વારપાળ થઇ ઉભી રહીશ. (પોતે બહાર ઉભી રેહેછે. ગડગડાટ ને તોફાન ચાલુ છે.) ઓહો! હજી તોફાન નરમ પડતું નથી! માતા પિતા ક્યારે આવશે!

[ભોળાનાથ અને લોભીદાસ આવેછે.

**લોભીદાસ**–(ભોળાનાથને) આ શું કેહેવાય?

**ભોળાનાથ**–(લોભીદાસને) ઘરબાર માંડીને બેઠાછે!

**લક્ષ્મી**–છાના રોહો, છાના રોહો, ગડબડ ના કરશો.

**ભોળાનાથ**–કાં?

**લોભીદાસ**–(સ્વગત) પૈસા! (થેલી જોયછે.)

**લક્ષ્મી**–પેલા અજાણ્યા ગ્રહસ્થ લખવા બેઠા છે. ગડબડ ન કરશો.

**લોભીદાસ**–(ભોળાનાથને ઘસડી લઇ જઇ સ્વગત) દીઠું કે! કેટલું ધન! કોઇ ગબ્બર છે હો!

**લક્ષ્મી**–એમણે મને પણ પૈસા આપ્યાછે. જુવો! [પૈસા દેખડાવેછે.

**ભોળાનાથ**–તારી માએ કોઇ દ્રવ્યવાન પરોણાને ઉતારો આપ્યોછે?

**લક્ષ્મી**–પૈસે પૂર! પેલી થેલીમાં એક હજાર રૂપૈયા છે તે મારી માને, હમણાંજ દેખાડયા.

**લોભીદાસ**–અને તારી મા ક્યાં છે?

**લક્ષ્મી**–ભીખાનાં પીઠાં તરફ બાપાને તેડવા ગયાં છે.

**ભોળાનાથ**–(લોભીદાસને સ્વગત) એ એકલો છે?

**લોભીદાસ**–(ભોળાનાથને) હા, ત્યારે હવે ચુકવું ન જોઇએ.

**ભોળાનાથ**–લક્ષ્મી, તું બહાર જઇને સામાં ઝાડ તળે જઇ ઉભી રેહે, અને તારી મા દૃષ્ટિએ પડતાંજ અમને કહેવા આવજે.

**લક્ષ્મી**–તમેજ સામા મળવા જાઓની.

**લોભીદાસ**–લક્ષ્મી, તું કહ્યાગરી કુમારી છે. જા બાંપાની આજ્ઞા માનવી જોઇએ. [તેને પાગોઠું પકડી બહાર કહાડેછે–તોફાન ચાલુછે.

ભોળાનાથ, હવે તક મળી છે. વેહેલો થા, એના પૈસા લઇ તરતજ આપણે નાસી જશું.

**ભોળાનાથ**–એના પૈસા કરતાં એના કામાતુરપણાનું વેર મારાં અંગમાં અગ્નિને પ્રવૃત કરેછે. મદાંધ પ્રેમકુંવરનું પતિવૃતપણું લુટનાર એ પ્રેમાંધને મેં જે છુટ લેતાં દીઠોછે તેના દ્વેષનો બદલો મારે હાથે લઇશ. (ખંજર લઇ ધસવા જાયછે પણ પાછો હઠે છે. ગડગડાટ) પણ એ શું થયું! મારા હાથ કેમ ચાલતા નથી! મારી છાતી કેમ ધ્રુજેછે! (ગડગડાટ.)

**લોભીદાસ**–હે ભોળા! હિમત છોડ નહી! તારાં અંગ માહેલાં ચીંઠડાં જો! તારૂં ભવિષ્ય જો! તારાં નિર્દોષ કુટુંબ ઊપર પડતો ભૂખમરો યાદ કર! અને લક્ષાપતિ થવાનો આ લાગ ન છોડ. (ગડગડાટ.)

**ભોળાનાથ**–નહીં. પ્રેમકુંવર પતિવ્રતા છે. તે દુરવાસના કરે એવી નથી. આ અજાણ્યાનો કંઇ પણ ભેદ હશે અને અજાણપણે હું અધર્મ કરતો હોઇશ. હે નીચ! લોભીઆ! તારી પાપી ઊસ્કેરણીથી મારૂં અંતઃકરણ ત્રાસે છે! તારૂં હૃદયભેદક અવાજ મારી છાતી ફાડી નાખેછે! તારા શબ્દોમાં નર્કની આગનો ભડકો ઉઠેછે! (ગડગડાટ.)

**લોભીદાસ**–હે બાયલા! હોચકારો ન બન! હીતની વાત સાંભળ!

**ભોળાનાથ**–પ્રેમકુંવરને પુછ્યા વિના હું તારી વાત નથી સાંભળવાનો. પ્રાણહત્યાના પાપમાં મેં ત્રણ ત્રણ વાર મારા હાથ અપવિત્ર કરયાછે. મારા પાપે મારા બાપ મુવા, નિર્દોષ ડાહ્યાભાઇનો મેં નાહેક સંહાર કીધો, અને એક માતબર મુસાફરના લોહીથી હજી તો મારા હાથ સુકાયા નથી. ઓ ! એ ત્રણ ત્રણ જણ જાણે જીવરૂપે મારી સમક્ષ આવી ઉભાછે ! મારા બાપના શાપીત શબ્દો હજી મારા કાનમાં વાગેછે ! (ગડગડાટ.)

**લોભીદાસ**–(ઘભરાટથી.) સાવધ ! હે ઘેલા! સાવધ! પણ કાંઇ સમજ. એક હજાર રૂપીયા તો એની થેલીમાં છે ! કોહાડીના એકજ ફટકામાં તે તારા થશે. (ગડગડાટ.)

**ભોળાનાથ**–નહીં. બસ તું જા! હું સ્તબ્ધ થયો છું. મારી નસો એ ચાય છે. ઠંડી તહાડ, મને બળહીન બનાવેછે. (ગડગડાટ.)

**લોભીદાસ**–ત્યારે તો હું દાવ લઉંછું. તું મને સહાયતા આપજે. હે! અજાણ્યા માનવી ! લાવ તારો જીવ !

[કોહાડી લઇ પ્રાણજીવન ઉપર ધસેછે. તોફાન—ગગડાટ.

**પ્રાણજીવન**–શું ? ઓ ! હું મુવો !

[બાહાર નાસનાશી કરતો નહાસી જાયછે. તેની પછવાડે લોભીદાસ જીવ ઉપર આવેલો દોડેછે, અંદર ધ્વનિ થાય છે. જોરાવર તોફાન ચાલેછે.

**લક્ષ્મી**–(ચીસ પાડતી દોડી આવીને) પિતા ! ઓ પિતા ! પેલો ભિખારી આપણા મિત્રને મારેછે! (ચીસ પાડેછે અને રડેછે.) ઓ! તેની વાહરે ધાઓ! કોઇ સહાય થાઓ! માતા! હું માતાને તેડી લાવું! માતા ! ઓ મા!

[દોડી જાયછે તેની ચીસો દુરથી સંભળાય છે. તોફાન ચાલુ છે

**ભોળાનાથ**–હે ઇશ્વર ! આ કૃતાંત ગર્જના, આ વિજળીના ચમકાર, અને આ તોફાનના સુસવાટાથી અમ પાપીઓનો નાશ કાં નથી થતો કે આ કોમળ જીવનો બચાવ થાય !

[ગડગડાટ અને તોફાન. પીસ્ટોલના અવાજ. લોભીદાસ ઘભરાટમાં પ્રવેશ કરેછે.

**લોભીદાસ**–ભોળાનાથ ! સહાય થા ! આ અજાણ્યો તો હથીયારબંધ છે ! તેણે મારા ઉપર બાર કરયાછે ! પણ ચિંતા નહી ! હું બચ્યો છું. તેના બાર ખાલી છે ! તે નિરઉપાય થઈ નહાસે છે. ચાલ ભોળા ! ચાલ ! એને મારવો જોઇએ. એ જીવતો ગયો તો આપણો નાશ નક્કી જાણ ! ચાલ ઘેલા ચાલ.    [ભોળાનાથને ઘસડી જાયછે.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–એક ઉજડ વગડો.

[અંધારી રાતની વેળા. ગાજવીજ સાથનું તોફાન ચાલુછે. એક મોટું ઝાડનું થડ જે બાહેરથી પોકળ દીસે છે. પ્રાણજીવન દોડતો આવેછે.

**પ્રાણજીવન**–અરે રે! હવે હું શું કરૂં! ક્યાં નાસું! મારા પિતાના ઘરમાં મારો પોતાનો ઘાતક આ કોણ હશે! એની સાથ બીજો પણ કોઇ ખૂની હશે! એ બન્નેએ મારી પુંઠ પકડી રાખીછે! મારી પીસ્ટોલ ભાંગી ગઇ છે. અરે! હું શસ્ત્રઅસ્ત્ર વગર કેમ બચાવ કરીશ! પણ મારાં માત પિતા ક્યાં હશે? રખે તેઓની આ હત્યારાઓએ મારી પેહેલાં હત્યા કીધી હોય! પણ તેઓ છેક પાસે આવ્યાછે. આ ઝાડ પોલું છે; તેમાં સંતાઉં! (ઝાડમાં જવા માંડે છે—પણ તેવામાં વિજલી પડવાથી ઝાડ કપાઇ પડે છે અને તેમાંથી શોભાગચંદનું મુડદું બહાર પડે છે.) પણ શો ત્રાસદાયક ગજબ! ઝાડમાંથી કોઇનું મુડદું? આ તો કાપાકાપીનું રણ છે! પણ એ કોણ છે? એ તો ઓળખીતું છે. (વીજલી ચમકેછે.) શોભાગચંદ! મારા પ્રતિપાળ પિતા! ઇંધાણી તો મળી! આ મુદ્રિકા એમનીજ! હે તાત! હે તાત!

[મૂર્છિત થઇ પડે છે. પ્રેમકુંવર દોડી આવેછે.

**પ્રેમકુંવર**–(ચીસ પાડતી) પુત્ર! મારા પુત્ર! હું આવી! તાકાત કોના કે મારા પુત્રને મારે! પણ અરે! એ ક્યાં પડ્યોછે! ઓ! પ્રાણજીવન! મારા પ્રાણના પ્રાણ! [શોધેછે.

**પ્રાણજીવન**–(સાવધ થઇ) માતા! રે માતા! આ શો મહાપ્રલય! જો આ દેખાવ! જો આ કોણ પડ્યો છે! જો પેલા ક્રૂર પાપીઓએ કોનો ભોગ લીધોછે! અરે! અરે! આ તો સહાયકારી કાકા શોભાગચંદ સુતાછે!

**પ્રેમકુંવર**–હે! પ્રભુ! આ શો અનર્થ. રે! આવી ઘોર શિક્ષાને યોગ્ય મેં શો અપરાધ કર્યો! રે તાત! રે બાપ! રે મારા મુરબી! મારા પાળનહાર પિતા! તમે ક્યાં આવી જીવ આપ્યોછે!

**પ્રાણજીવન**–માતા! નિશ્ચે મારી પેઠે તમારી શોધમાં અંહી આવતાં એમની આ ઘાત થઇ છે. (અંદરથી ધ્વનિ.) પણ ઓ! પેલા ખૂનીઓ અંહી આવેછે! એઓ મારી પુંઠ છોડતા નથી. (ધ્વનિ.)

**પ્રેમકુંવર**-હું કપાઇને કડકા થઇશ ત્યાં સુધી, મારા પુત્ર, તારો એક વાળ વાંકો થવા દઇશ નહીં. (ધ્વનિ.)

**પ્રાણજીવન**-મારી પરમહીતુ માતા, લોહીનાં છેલાં ટીપાં લગી હું તારો બચાવ કરીશ. (ધ્વનિ.) [ભોળાનાથ અને લોભીદાસ આવેછે.

**ભોળાનાથ**-પ્રેમકુંવર અહીં ? અત્યારે ?

**લોભીદાસ**-એ છતાં આપણે ચૂકવું ન જોઇએ.

[તેઓ પ્રાણજીવનને તેની માના પાસામાંથી ધસડી કાઢેછે, અને બંને જણ કોહાડી ઊંચકે છે, પણ પ્રેમકુંવર વચ્ચે માથું આપે છે.

**પ્રેમકુંવર**-હે લોહીના તરસ્યા કસાઇઓ! તમારાં કર્પિણુ કર્મોમાં મારા પુત્રની હત્યા—

**ભોળાનાથ**-(ખચી જઇ.) પુત્ર !

**લોભીદાસ**-પુત્ર, મિત્ર કે શત્રુ, પણ હવે એનો ભોગ જવા દેવો ન જોઇએ.

**ભોળાનાથ**-નાહી! હે દૈત્ય નહીં! એની અગાઊ તારો ભોગ લઇશ! મર તું પેહેલાં! [તેને કોહાડીથી મારી નાખેછે.

**લોભીદાસ**-(મરી જતાં.) ઓ ! હું મુવો ! નર્કમાં પડયો !

[મરણ પામેછે.

**ભોળાનાથ**-મારો સ્વભાવીક ગુણ મુવો નથી! પિતાએ પુત્રનો બચાવ કરવો. [ પ્રાણજીવનને ભેટેછે.

**પ્રેમકુંવર**-પુત્રનો જીવ ઉગરચો ! પણ અરે ! આ તેં કેવો અઘાત દાટ વાળ્યો ! હે અક્કરમિ પતિ ! જુવો આ કોણ પડયો છે ! (રડેછે.) શોભાગચંદ! રે કરૂણાળ કાકા ! તમારી શી અવસ્થા !

**ભોળાનાથ**-(ભારે વિસ્મય થઇ.) શોભાગચંદ ! હા એજ ! [રડેછે.

**પ્રાણજીવન**-અરે! પિતા તમારા અપરાધો ક્ષમા કરાવી મને દત્તક કરી એઓ તો તમને સહાય થવા આવતા હતા. [રડેછે.

**ભોળાનાથ**-રે ! પ્રિયા, પુત્ર, એ પાપનો દોશિત પણ હું છું ! ભીખાનાં બીઠાંમાંથી આ માર્ગે આવતાં મારી મરજીનો વિરૂધ્ધ મને એઓએ ભોમિયો કરચો; પણ એમના પૈસા પર મારી દ્રષ્ટિ ગઈ ને અંધારી રાત્રે, લોભના અંધાપાએ મારી લોહીનો તરશી આંખોમાં અંધારો પડદો ફેરવ્યો, જેથી

એમને ઓળખ્યા વિના——ઓ ! મારી જીભ ચાલતી નથી. મારી આંખે અંધારાં ફરી વળે છે ! મને બાઝો ! મને પકડો ! (અંદર ધ્વનિ.)

[ લક્ષ્મી ધભરાતી ને દોડતી આવેછે.

**લક્ષ્મી**-માતા ! માતા ! ગામના લોકો, પટેલ, મુખી, સર્વ પિતાજીને કેદ પકડવા આવ્યાછે.

**પ્રેમકુંવર**-નાસો ! પ્રિય પતિ, અંહીથી નાસો !

**ભોળાનાથ**-નહી. નાસવાની મારામાં શકિત રહી નથી.

**પ્રાણજીવન**-હું ઊંચકી લઈ નાસું ?

**ભોળાનાથ**-નહી. સર્વ આવી લાગ્યાં છે. મારાં લાંબા કાળનાં પાપોની ઢીલમાં પડેલી યોગ્ય શિક્ષા પાસે આવીછે. પણ શું ફાંસીનાં લાકડાંની હીણપસ્તીનું મારાં કુળવાન કુટુંબને કલંક લાગવા દઉં ! ના ! કદી નહી ! હું તમને ઉગરવાનો ઉપાય કરૂં છું. ઓ ! ઓ ! (પોતાની છાતીમાં ખંજર ભોકી પાડેછે. સત્તાવાળાઓ આસપાસ ફરી વળે છે.) ભાગ્યહીણ વાહાલાંઓ, તમારા આખા ભવને મારી હત્યા લાગીછે ! પણ આ શિક્ષાને હું પાત્ર છું, માટે મારી દયા આણશો નહી ! હે ! કુળદિપક સપુત ! દ્યુત રમતથી આઘો નાસજે ! પ્રેમકુંવર ! મારી પતિવ્રતા ! મારા પ્રાણ ! ધણું ખમનારી પ્રિયા ! મેં તારો મોટો અપરાધ કરયોછે, પણ મને ક્ષમા કરજે ! તારા સદ્ગુણનો બદલો તારો સપુત તને વાલી આપશે અને તારા સદ્ગુણનીજ પ્રતાપવાન પ્રાર્થના તે પ્રભુ પ્રત્યે મારાં પાપની ક્ષમા મેળવશે. ઓ ! હું મરૂં છું. અરે ! ઓ !

[મરણ પામેછે.

---

**સમાપ્ત.**

---